# મહાત્મા ગાંધીજી

નું

## જીવન વૃત્તાંત.



સંપાદક અને પ્રકાશક

**નંદલાલ ચુનીલાલ બોડીવાળા.**

---

C/o શ્રી ભારત આર્ટ પ્રીન્ટીંગ વર્કસ લી.
પાંચકુવા ગેટની સાંમે અમદાવાદ.

---

બીજી આવૃત્તિ ] [ પ્રત ૨૫૦૦

---

શ્રી ભારત આર્ટ પ્રીન્ટીંગ વર્કસ લીમીટેડમાં જાનો
કનૈયાલાલ મણીલાલે છાપ્યું.

---

કિં. ૦-૬-૦

# ઉપકાર.

ભાઇ પાંડુરાવ જીવણલાલ દેસાઇએ આવૃત્તિ છપાવવા તથા તેમાં સુધારો વધારો કરવા મને પરવાનગી આપેલી છે અને તે બદલ તેમનો ખરા અંતઃકરણથી હું આભાર માનું છું.

પ્રકાશક.



# શરૂઆતના બે બોલ.

મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીના નામથી ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે. તેઓ એક મહાન દેશભક્ત અને સાધુ પુરૂષ છે. દાદાભાઇ નવરોજજી, લાલા લજપતરાય, ગોખલે, પંડીતજી, રાનાડે વગેરે દેશ ઉદ્ધારક પુરૂષોનાં નામ દઈ આપણે કૃતાર્થ થઇએ છીએ તેવીજ રીતે ગાંધીજીના નામનો ઉચ્ચાર કરી આપણે પવિત્ર બનીએ છીએ. આપણા પ્રિય દેશની પ્રતિષ્ઠા જાળવી રાખવા અને આપણી પ્રજાની બીજી સુધરેલી પ્રજાઓની હારમાં ગણના કરાવવા જો કોઇ પુરૂષે સર્વસ્વનો ભોગ આપી ભગિરથ પ્રયત્ન કર્યો હોય તો તે ગાંધીજી છે. આવા એક નર રત્નનું ટુંકમાં જીવનવૃત્તાંત લખવાનું આરંભુ છું. ગાંધીજીના જીવનવૃત્તાંતનાં પુસ્તક અંગ્રેજી ભાષામાં તેમજ ગુજરાતીમાં બહાર પડયાં છે. ગુજરાતીમાં જે જીવનવૃત્તાંત બહાર પડયું છે તેના કરતાં આ પુસ્તક કદમાં નાનું બનાવી તેમાં મુખ્ય મુખ્ય મુદ્દા સમાવી ગુજરાતી વાચક વર્ગનો મોટો ભાગ લાભ લે એ હેતુથી આ પ્રયત્ન કરવામાં આવે છે. મહાન નરોનાં જીવન ચરિત્ર વાંચી સામાન્ય મનુષ્યને પણ ઉચ્ચ અભિલાષા ઉત્પન્ન થાય છે અને પોતાનું કર્તવ્ય વધારે સમજાય છે. વિશેષમાં ગાંધીજી એ ગુજરાતે ઉત્પન્ન કરેલું એક રત્ન છે. એટલે ગુજરાત પ્રદેશને વિશેષ મગરૂર થવાનું કારણ છે. માટે દરેક ગુજરાતી સ્ત્રી પુરૂષ અને બાળક ગાંધીજીના નામથી અને તેમના કામથી વાકેફ થાય એ હેતુ આ નાનું પુસ્તક લખવામાં સમાયલો છે. ગાંધીજી આગલા જમાનામાં

થઇ ગયા નથી પણ હાલના જમાનાના જ છે અને પોતાના એજ કાર્યમાં હજી મંડયા રહ્યા છે તેથી તેમના જીવનમાં આપણને વધારે રસ પડે છે. ગાંધી આપણી પ્રજાના હક સંભાળવાનું કામ કરે છે તે ઉપરાંત તેઓ એક એવી સાદી, અને આ પચરંગી જમાનામાં રહ્યા છતા દંભ વગરની જીંદગી ગાળે છે કે દરેક હિંદના હૃદયમાં તેનો પડઘો પડયા વિના નહીં રહે. તે રીતે પણ આ જીવનવૃત્તાંત આવકારદાયક થઇ પડશે. ગાંધીના આચાર વિચાર અસલના રૂષિ મુની અને મહાત્મા પુરૂષોના આચાર વિચારની આપણને યાદદાસ્ત આપે છે. હાલનો પાશ્ચાત્ય સુધારો કેટલો ભયંકર છે અને તે હિંદુ જેવી પ્રાચિન અને ધર્મ પરાયણ પ્રજાને કેવો પીડારૂપ થઇ પડશે તે સબંધી ગાંધીજીના વિચાર ઘણાજ મનન કરવા જેવા છે. આ અને બીજા મુદ્દા સ્પષ્ટ, ટુંકામાં અને સાદી ભાષામાં મુકી ગુજરાતી ભાઇઓ અને બહેનો સમક્ષ આ પુસ્તક રજુ કરૂં છું. છેવટે અટલું કહેવાનું કે જે ગુર્જર પ્રદેશમાં ગાંધી જેવા વીર અને સાધુ પુરૂષ ઉત્પન્ન થયા છે તેનું ભવિષ્ય અંધકારમય તો નથી.



# કર્મવીર મહાત્મા ગાંધીજીનું ચરિત્ર.

---

**મોહનદાસ ગાંધી**
**અને**
**દક્ષિણ આફ્રિકા.**

મહાત્મા ગાંધીજીનું પવિત્ર નામ બોલતાંની સાથેજ આપણને દક્ષિણ આફ્રિકા અને ત્યાં વસવાટ કરી રહેલા આપણા દેશી ભાઇઓને પડતાં સંકટો યાદ આવે છે. એ સંકટોની કથા બરાબર જાણવાથી આપણાં રૂઆં ઉભાં થાય છે, અને શરીરે કંપારી છુટે છે અને સંસ્થાનવાસી ગોરી પ્રજા કેટલી બધી સ્વાર્થઅંધ અને અન્યાયી છે તેનું આપણને ભાન થાય છે. મજુરી અગર વેપાર રોજગારને અર્થે બીજી પ્રજા દક્ષિણ આફ્રિકામાં જઈ વસે, ત્યાં સંસ્થાનવાસી ગોરા લોક સાથે સ્પર્ધામાં આવે, ત્યાં તેમની ઉન્નતિ થાય, અને તેમની સંખ્યા વધે એ સંસ્થાનવાસી ગોરા લોકને પસંદ નથી માટે જ પોતાના હાથમાં રહેલી સત્તાનો દુરોપયોગ કરી આપણા લોકના ધંધા રોજગારને તોડી પાડવામાં, જુલ્મી કાયદા પસાર કરી તેમને હાંકી કાઢી તેમની સંખ્યા ઘટાડવામાં, તેમને તુરંગમાં મોકલવામાં અને બીજાં અનેક નાનાં મોટાં દુઃખ તેમના ઉપર વર્ષાવવામાં તે ગોરા લોકે કશી કચાશ રાખી નથી અને એ પ્રમાણે હજુ ચાલ્યાંજ જાય છે. દક્ષિણ આફ્રિકાની ખીલવણી ઉપર ગોરા લોકનું લક્ષ ચોંટયું ત્યારે તેમને મજુરોની જરૂર પડી. તેથી તે વખતના ગવર્નરને તેઓએ વિનંતિ કરી કે અમારી ખેતીવાડી, સાકર, ઉદ્યોગ

વગેરે સારૂ હિન્દુસ્તાનમાંથી અમને મજુરો આણી આપો. તે અરજીના આધારે હિન્દુસ્તાનમાંથી સને ૧૮૬૦ માં એટલે ૬૧ વર્ષ ઉપર ખેતીવાડીના મજુરોનું ભરેલું પહેલું વહાણ દક્ષિણ આફ્રિકા પહોંચ્યું. તે પછી દર વર્ષે મજુરો વધવા લાગ્યા. વધતાં વધતાં તેમની સંખ્યા હાલ લગભગ દોઢલાખ સુધી આવી છે. તેમાં દસ પંદર હજાર વેપાર રોજગાર અર્થે ગયેલા છે. વસ્તી વધી એટલે તેની જરૂરીઆતો પુરી પાડવા વેપારીઓ ગયા. જે મજુરો ત્યાં ગયા તેમની બંધણીની મુદત પુરી થતાં તેઓ સ્વતંત્ર મજુર બન્યા અને છુટક મજુરી ધંધા કરવા લાગ્યા. આ બધું ત્યાંના ગોરા લોકને પસંદ પડયું નહિ. કરારથી બંધાત્ર અડધ ગુલામી સ્થિતિમાં મજુરો ગોરાઓના બગીચાઓમાં કામ કરે ત્યાં સુધી તો કાંઈ વાંધો નહોતો. પણ મજુરો છુટા થાય અને બીજા ઉંચ કોમના વેપારીઓ ત્યાં વેપાર રોજગાર કરવા માંડે અને તે રીતે ગોરાઓની સાથે સ્પર્ધામાં આવે તે ગોરાઓને જરાય ગમ્યું નહિ; અને નીચ સ્વાર્થના માર્યા હિન્દુસ્થાનીઓને દુઃખ દેવા લાગ્યા અને તે વાસ્તે અન્યાયી કાયદા કર્યા. પરંતુ ગોરા લોકને ખબર નથી કે હિન્દુસ્તાનીઓ જંગલી કાફરો નથી કે એવા કાયદાઓને તાબે થાય. તેઓએ એકે અવાજે ઠરાવ કર્યો કે આવા એક તરફી અને જુલમી કાયદાનું માન ન રાખવું અને તેમ કરતાં તુરંગમાં જવું પડે તો જવું. જેમ સોનાને અગ્નિમાં દાખલ કરતાં સોનાની પરીક્ષા થાય છે તેમ આ બધા ઝઘડામાંથી ગાંધીજી તેમના ખરા સ્વરૂપમાં બહાર આવ્યા. તેમનામાં જે ઝવેરાત હતું તે બહાર આવ્યું. કેટલાક વર્ષથી આ ઝઘડામાં તેમણે કેવી આગેવાની લીધી અને પોતાના દેશી ભાઈઓને કેવી રીતે ઉત્સાહ અને હિંમત આપી સત્યાગ્રહની લડત ચલાવી તે બધું વર્ણન આગળ આ

પુસ્તકમાં આવે છે. ગાંધીનું જીવનવૃત્તાંત મર્હુમ મી. ડોક નામના એક ભલા અંગ્રેજ પાદરીએ લખ્યું છે અને તેમ કરી તેણે અંગ્રેજી પ્રજા અને અંગ્રેજી ભાષા જાણનાર દુનીયાના લોક આગળ ગાંધીજીને તેમના ખરા સ્વરૂપમાં દેખાડયા છે. વિલાયતનો પ્રખ્યાત લેખક મી. કારલાઇલ કહે છે કે દુનીઆનો ઇતિહાસ જાણુવો હોય તો દુનીઆના મહાન પુરૂષોનો ઇતિહાસ વાંચો એટલે બસ છે. તેજ પ્રમાણે દક્ષિણ આફ્રિકામાં હિન્દવાસીઓએ પોતાની લડત કેવી રીતે ચલાવી, એક અવાજે જુદા જુદા ધર્મના પરંતુ એકજ દેશના રહેવાશીઓ જુલમી કાયદા વિરૂદ્ધ કેવી રીતે સામા થયા અને દુનીયાની મહાન પ્રજાઓમાં પોતાની પ્રજાનું અને પોતાના દેશનું નાક કેવી રીતે જાળવી રાખ્યું તે સર્વ જાણવું હોય તો ગાંધીજીનું જીવન જાણવું અને તેનો અભ્યાસ કરવો એ જરૂરનું છે.

**મોહનદાસની બાલ્યાવસ્થા.**

મોહનદાસ કરમચંદ ગાંધીનો જન્મ સને ૧૮૬૯ ના ઓકટોબર માસની ૨ જી તારીખે થયો હતો, એટલે ચાલુ સાલમાં તેમને ૫૨ વર્ષ પુરાં થયાં છે. તેઓ ન્નાતે મોઢ વાણીયા છે. કાઠીઆવાડ પ્રાંતના પોરબંદર રાજ્યમાં તેમના બાપ દાદા કારભાર કરતા હતા. તેમના બાપ તથા દાદામાં હિમ્મત અને ધૈર્ય કેવાં હતાં તે જાણુવામાં આવવાથી મોહનદાસમાં ઉતરી આવેલા એ ગુણોનો આપણુને ખ્યાલ આવશે. મોહનદાસના દાદા પોરબંદર રાજ્યના દીવાન હતા તે વખતે રાજ્યની લગામ બાળક કુંવરનાં તરફથી રાણીમાતાના હાથમાં હતી. આ રાણીની સાથે અણુબનાવ થવાથી તેમને પોરબંદર છોડી નાસવું પડ્યું અને

જુનાગઢના નવાબ સાહેબનો આશરો લેવો પડયો. નવાબ સાહેબે તેમનો સત્કાર ઘણી સારી રીતે કર્યો, પણ હજુરીઓએ ટીકા કરી કે દીવાનસાહેબે નવાબ સાહેબને ડાબે હાથે મુજરો કર્યો. તેમણે હિંમતથી તરત જવાબ આપ્યો કે જો કે પોરબંદર રાજ્ય તરફથી મને ઘણું સહન કરવું પડયું છે છતાં જમણો હાથ તો તે રાજ્યને વાસ્તેજ હજુ મેં રાખ્યો છે. મોહનદાસના પિતા કરમચંદ પણ પોતાના પિતાની માફક પોરબંદરના દીવાન હતા, અને ઘણા વર્ષ સુધી તેમણે દીવાન પદ ભોગવ્યું હતું. પોતાના પિતાની માફક તેમને પણ રાણા સાહેબ સાથે બન્યું નહીં અને તેથી પોરબંદર છોડી તેઓ રાજકોટ ગયા અને ત્યાંના દિવાન થયા. તેઓ ઘણાજ ધર્મ ચુસ્ત હતા અને ગીતા પહેલેથી છેલ્લે સુધી મોઢે બોલતા. રાજકોટ ઠાકોર સાહેબે તેમને પુષ્કળ જમીન બક્ષીસ આપવા માંડી પરંતુ તે લેવાની તેમણે ચોખ્ખી ના પાડી, અને જ્યારે સગાંવહાલાં અને મિત્રોએ ઘણોજ આગ્રહ કર્યો ત્યારે તેમાંથી થોડોક ભાગ લીધો. એક વખત એવું બન્યું કે આસિ. પોલીટીકલ એજંટ સાહેબે રાજકોટના ઠાકોર સાહેબના સંબંધમાં કંઈ અઘટીત ભાષા વાપરી કે તરતજ કરમચંદે ઘટતો જવાબ આપી પોતાનો વાંધો દર્શાવ્યો. તેથી સાહેબ ગુસ્સે થઇ ગયા અને કરમચંદને માફી માંગવાનું કહ્યું. તેમણે માફી માગવાની ચોખી ના પાડવાથી સાહેબે કરમચંદને પકડી એક ઝાડ નીચે કેટલાક કલાક સુધી બેસાડયા. માફી માગવાનું આખરે માંડી વાળવામાં આવ્યું અને સલાહ થઇ. મુંબાઈ સરકારે રાજ સ્થાનીક કોર્ટ રાજકોટમાં સ્થાપી તેમાં કરમચંદને સભાસદ નીમ્યા હતા. તે એવા સ્વતંત્ર ખવાસના પુરૂષ હતા કે રાણા સાહેબ કે પોલીટીકલ એજંટ સાહેબ સુદ્ધાં જો કોઈ આડો

માર્ગ લે એમ કરતાં કરમચંદને લાગતું તો તે તેમની વિરૂદ્ધ જવામાં જરાપણ અચકાતા નહીં. આ સ્વતંત્રપણાનો અને હિમ્મતનો ગુણ તેમના નાના દીકરા મોહનદાસમાં ઉતરી આવ્યો હતો. મોહનદાસનાં માતુશ્રી ખરેખર એક પવિત્ર અને ધર્મ ચુસ્ત બાઇ હતાં. પત્નિ તરીકે અને માતા તરીકે તે પોતાની ફરજ બરાબર બજાવતાં અને પોતાનાં બાળક પ્રમાણિક અને ભલાં થાય એમ કરવા મથતાં. મોહનદાસ સૌથી નાના દીકરા હતા તેથી મા દિકરા વચ્ચે વધારે ગાઢો સ્નેહ હતો. મોહનદાસના ચારિત્ર ઉપર તેમની માતાના આચાર તેમજ વિચારોની ઘણી ઉંડી અસર થઈ. તે બાઇનું આખું જીવન ધર્મમય હતું, તે સખત ઉપવાસ કરતાં, અને પુન્યદાન ઘણું કરતાં. તેમની આડોશ પાડોશમાં કોઇ પણ માણસ ભુખ્યુ તરસ્યું હોય તે તેઓ જોઇ શકતાં નહી. આ બાબતોમાં તેઓ ખરેખર એક હિન્દુ ગૃહિણીને છાજે એવું વર્તન રાખતાં આવાં માબાપને પેટ મોહનદાસનો જન્મ થયો, અને તેમના ગુણ મોહનદાસમાં ઉતર્યા.

**મોહનદાસની કેળવણી.** મોહનદાસને પ્રથમ તો પોરબંદરની શાળામાં મુકયા પણ પછીથી આખા કુટુંબને પોરબંદર છોડી રાજકોટ આવવાનું થયું. રાજકોટમાં તેઓ પ્રથમ ગુજરાતી શાળામાં દાખલ થયા અને પછી કાઠીઆવાડ હાઇસ્કુલમાં જોડાયા. જેમાંથી તેઓ ૧૭ વર્ષની ઉમ્મરે મેટ્રીકયુલેશનની પરિક્ષામાં પસાર થયા. જ્યારે તે બાર વર્ષના હતા ત્યારે તેમનું લગ્ન કરવામાં આવ્યું હતું.

મોહનદાસ બાળક હતા ત્યારથી તેઓ સત્યને ચહાતા હતા

અને અસત્યનો ત્યાગ કરતા હતા તેની એક વાત આ જગાએ કરવી અયોગ્ય નહી ગણાય. ધર્મ ચુસ્ત હિન્દુ કુટુંબમાં જન્મી તેના આચાર વિચારમાં ઉછર્યા છતાં હાઇસ્કુલમાં લીધેલી અગ્રેજી ભાષાની કેળવણીથી આચાર વિચારમાં શિથિલતા પેઠી. **અહિંસા પરમો ધર્મઃ** એ સિદ્ધાંત પ્રમાણે વનસ્પતિ આહાર થાય છે. પરંતુ મોહનદાસ અને તેમના બીજા સોબતીઓએ એ સિદ્ધાંતને તિલાંજલી આપવાનો વિચાર કર્યો. પાશ્ચાત્ય કેળવણીના પ્રતાપે તેમની આસ્થા ઘટી અને તેઓ એમ વિચાર કરવા લાગ્યા કે વનસ્પતિ અને શાક ભાજીનો આહારજ કરવો એ એક મુર્ખતા અને વહેમ છે અને સુધરેલા ગણાવું હોય તો માંસાહાર કરવો જોઇએ. તેથી તેઓ સઘળાઓએ થોડું માંસ બજારમાંથી છાનુંમાનું ખરીદયું અને એક ગુપ્ત જગાએ જઇ તેની મીજબાની ઉડાવવા ઠરાવ કર્યો. પરંતુ તે બધો વખત મોહનદાસના મનનું સમાધાન થયું નહી. તેમને વિચાર થયો કે રાત્રે વાળુ વખતે ભુખ નથી એવું બહાનું કહાડવું પડશે અને એક પછી એક જુઠાણાં બોલવાં પડશે. પણ મોહનદાસ સત્યને ચહાનારા હતા તેથી જુઠું બોલવાની ફરજ ન પડે માટે તેમણે માંસાહાર ન કર્યો. ભવિષ્યમાં જે પુરૂષ સત્યની ખાતર પોતાનું સર્વસ્વ ત્યાગ કરવા તૈયાર થયો તે વાત ઉપલી બીના ઉપરથી સાબીત થાય છે. કહેવત છે કે:—' પુત્રનાં લક્ષણ પારણામાંથીજ જણાય.'

**વિલાયત ગમન.**

મોહનદાસ મેટ્રીકયુલેશનની પરીક્ષામાં પાસ થયા; પછી તેમના કુટુંબના કોઇ મિત્રે તેમને બારીસ્ટરનો અભ્યાસ કરવા વિલાયત મોકલવા

સલાહ આપી. પરંતુ તેમની માતા એ બાબતની આડે આવી. વિલાયત અભ્યાસ કરવા જે છોકરાઓ જાય છે તે કેવા બગડી જાય છે અને કુમાર્ગે ચઢી જાય છે તે વાત તે બાઇએ સાંભળી હતી, તેથી તેમણે સંમતિ આપી નહી. પણ મોહનદાસે હઠ પકડી અને રકઝક ચાલી. આખરે એ બાઇએ એવી સરતે રજા આપી કે જો મોહનદાસ ત્રણ વચન આપે તો જવા દઉં. તે ઉપરથી એક જૈન સાધુને બોલાવી તેમની રૂબરૂ પ્રતિજ્ઞા લેવરાવી કે મોહનદાસે માંસ, મદીરા અને સ્ત્રીઓ એ ત્રણ બાબતોનો ત્યાગ કરવો.

એક વખત મોહનદાસે વિલાયતમાં અંગ્રેજી " જેન્ટલમેન " કેમ થવાય તેની તાલીમ લેવા માંડી. પોતાનો એક હિંદી મિત્ર તે જે વખતે વિલાયતમાં હતો અને જે પાશ્ચાત્ય આચાર વિચારો અને રીતરીવાજો ગ્રહણ કરવામાં મોટાઇ માનતો, તેની શીખવણીથી મોહનદાસે ફેશનનો પાઠ શીખવા માંડયો. પહેલાં અંગ્રેજો નાચે છે તેમ નાચતાં શીખવા માંડયું, પછી અંગ્રેજી સંગીત શીખવા માંડયું અને ફ્રેન્ચ ભાષા પણ થોડી થોડી ભણવા માંડી. ટુંકામાં જેથી અંગ્રેજી જેન્ટલમેન થવાય એવી કળાઓનો અભ્યાસ કરવા માંડયો. પરંતુ આ વાત તેમને અંતઃકરણથી પસંદ પડી નહી.

એક દિવસ મોહનદાસ મેળાવડામાં ગયા. ત્યાં મીજબાની હતી. તેમના ભાણામાં માંસની ખીર આવી. પોતાનાં માતુશ્રીને આપેલાં વચન તેમને યાદ આવ્યાં. કાંતો અંગ્રેજી જેન્ટલમેન થવું કે કાંતો પોતાનાં આપેલાં વચન પાળવાં. હૃદયમાં તુમુલ યુદ્ધ મચ્યું. આખરે આપેલા વચનનું જોર વધ્યું અને તેઓ એકાએક ભાણા ઉપરથી

ઉઠયા અને ચાલવા માંડયું. આથી જે હિંદી મિત્રની શિખવણીથી આ બધી તાલીમ લેવાતી હતી તેને ઘણુંજ માઠું લાગ્યું. તે પછી તેમણે નાચવાની, ગાવાની વગેરે અંગ્રેજી 'જેન્ટલમેન' થવાની તાલીમને છેલ્લા નમસ્કાર કર્યા. આ વખતથી તેમના આત્માની પરીક્ષા થવા લાગી અને જે વિકારો આડે રસ્તે દોરતા હતા તેનો નાશ થવા માંડયો અને ધાર્મિક નવજીવનનો ઉદ્દભવ થયો. મનુષ્યના જીવનમાં એક એવો સમય આવે છે કે જ્યારે તેને આત્મા શી વસ્તુ છે? મનુષ્ય જીવનનો હેતુ શો છે? જગતની ઉત્પત્તિનું કારણ શું? પ્રકૃતિ એ શું છે? પરમાત્માનું અસ્તિત્વ વિગેરે વિચારો થાય છે. મોહનદાસને આ વિચારોના વમળમાં ગોથાં ખાવાં પડયાં. કેટલાક મિત્રોએ તેમને સમજાવ્યું કે જે પ્રકાશની શોધમાં તમે છો તે શ્રી ભગવદ્ ગીતામાંથી મળી શકશે, તે વખતથી તેમણે ભગવદ્ગીતાનુ બરાબર અધ્યયન કરવા માંડયું. જેમ જેમ ગીતા વંચાતી ગઇ, તેમ તેમ તેની અંદરની ખરી ખુબી મોહનદાસના આત્મામાં ઉતરતી ગઇ. તેમણે પોતાના આત્માને એક નવી દુનીઆમાં જોયો કે જ્યાં આનંદ અને શાંતીનું સામ્રાજ્ય હતું. તેથી પોતાનું આત્મા રૂપી વહાણુ જે હાલનડોલન થતું હતું તે આખરે શાંતીને કીનારે આવ્યું.

લંડનનું તેમનું જીવન આખરે પુરૂ થયું. તેમાં વિશેષ જાણુતો જેવું કંઇ નહોતુ લંડન યુનીવરસીટીમાંથી મોહનદાસ અન્ડર ગ્રેજ્યુએટ થયા પછી બારીસ્ટરનો અભ્યાસ કરી તે પરિક્ષા પસાર કરી અને સ્વદેશ તરફ આવવા નીકળ્યા.

મુંબાઇના કીનારે મોહનદાસ ઉતર્યા એટલે તેમને એક ઘણા માઠા સમાચાર મળ્યા. તેમનાં માતુશ્રી કેટલાક વખતની ગુજરી ગયાં હતાં, પરંતુ તે સમાચાર જાણી જોઇને તેમનાથી

**માતાનું મૃત્યુ.**

ગુપ્ત રાખવામાં આવ્યા હતા. મુંબાઇ આવ્યા પછી તે ખબર તેમને આપી તે વખતે તેમના ઉપર જે અસર થઇ હતી તેનું વર્ણન થઇ શકે એમ નથી, જે માતાએ મોહનદાસને નૈતિક અધોગતિમાંથી બચાવ્યા હતા અને જે પોતાનો પરદેશ ગયેલા દીકરા વાસ્તે અહોરાત પ્રાર્થના કરતાં હતાં તે દેવીના મૃત્યુથી મોહનદાસ ઉપર ઉંડી અસર થાય એ સ્વાભાવિક છે.

**વકીલાત.**

સ્વદેશ પધાર્યા પછીના લગભગ ૧૮ માસ મોહનદાસે મુંબાઇ અને રાજકોટમાં ગાળ્યા. મુંબાઇની કોર્ટમાં જોડાયા અને વકીલાતના ધંધામાં કેટલીક ફતેહ મેળવી. તે વખત દરમ્યાન તેમણે કાયદાનો અને હિંદુ ધર્મ શાસ્ત્રોનો વધારે ઉંડો અભ્યાસ કર્યો. આ પ્રમાણે ચાલતું હતું પરંતુ નસીબ દેવીએ તેમને વાસ્તે બીજી ગોઠવણ કરી રાખી હતી.

**દક્ષિણ આફ્રીકા ગમન.**

પોરબંદરમા એક વેપારી પેઢી હતી તેની શાખા દક્ષિણ આફ્રિકામા પ્રીટોરીઆમાં હતી. આ પેઢીનો એક કેસ પ્રીટોરીઆની કોર્ટમાં ચાલતો હતો, જેમાં ઘણા હિંદી હતા, આ કેસ લગભગ એક વર્ષ ચાલે તેવો હતો. મોહનદાસને આ કેસ આપવામાં આવ્યો તે તેમણે લીધો અને દક્ષિણ આફ્રિકા તરફ સને ૧૮૯૩ માં રવાના થયા.

**પ્રથમ અનુભવ.**

જે દિવસથી મોહનદાસે દક્ષિણ આફ્રિકાના નાતાલના દરબાન બંદર ઉપર પગ મુકયો ત્યારથી ત્યાં વસેલા હિંદીઓની કેવી સ્થિતિ છે, તેનો પહેલા અનુભવ શરૂ થયો. પ્રીટીશ

રાજ્યના નાગરિકો કેવી છુટ અને સ્વતંત્રતા ભોગવે છે તે તેઓ સારી પેઠે જાણતા હતા. વળી બ્રીટીશ રાજ્યના પાટનગર લંડનમાં તેઓએ રહીને સ્વતંત્રતાનો અનુભવ લીધેલો હતો. દક્ષિણ આફ્રિકાના નાતાલ સંસ્થાનમાં તો તેમણે એમ જોયું કે અહીં હિંદીઓને જંગલી કાફરો જેવા ગણવામાં આવે છે અને તેમની સાથે ઢેડ ભંગી જેવે વર્તન રાખવામાં આવે છે. નાતાલની અદાલતમાં વકીલ તરીકે કામ કરતાની તેમણે સણુંદ માગી પણ તે કોર્ટના ધારા શાસ્ત્રી તેમની અરજી વિરૂદ્ધ થયા અને કહ્યું કે ગોરા આદમી સિવાય બીજાને વકીલાત કરવા દેવાની કાયદામાં છુટ નથી પણ સારા ભાગ્યે વડી અદાલતે જુદો વિચાર લીધો અને સણુંદ આપી. વળી કોર્ટમાં બીજા અનુભવ થયો. તેમને હુકમ કરવામાં આવ્યો કે તમારે બારીસ્ટરની ટોપી માથેથી ઉતારી નાંખવી તેથી અતિશય અપમાન લાગવાથી તેમણે કોર્ટનો કમ્પાઉન્ડ છોડી ચાલી ગયા. અપમાન ઉપર અપમાન થવા લાગ્યાં. દક્ષિણ આફ્રિકાના ટ્રાન્સવાલ જતાં તેઓ એક વખત પહેલા વર્ગની ગાડીમાં બેસી મુસાફરી કરતા હતા. ગાડીના રક્ષકે (ગાર્ડ) એકાએક આવી તેમને પહેલા વર્ગની ગાડી ખાલી કરવાનો હુકમ આપ્યો અને છેલ્લી ગાડીમાં બેસવા કહ્યું. મોહનદાસે પહેલા વર્ગનું ભાડુ આપેલું હતું તેથી ગાડીના રક્ષકનું કહ્યું તેમણે માન્યુ નહિ. રક્ષક ઢોરની માફક તેમને ઘસડી તેમને તેમના સામાન સાથે નીચે ઉતાર્યા, અને ગાડી એટદમ ઉપડી.

આ બધું બ્રીટીશ ન્યાય મૂર્તિની હદમાં બન્યું ! ટ્રાન્સવાલમાં ગયા ત્યાં વસ્તુ સ્થિતિ વધારે ખરાબ હતી. પ્રીટોરીઆ જતાં કોચ ગાડીમાં તેઓ બેઠા હતા ત્યાં ગાડીના રક્ષકે આવીને કહ્યું કે આ

જગા ઉપરથી તમે ઉતરો કારણ કે મારે ત્યાં બેસીને બીડી પીવી છે. ગાંધીએ ના પાડી એટલે ઉપરા છાપરી બે ધપ્પા લગાવી દીધા. પ્રીટોરીયાના રસ્તા ઉપર પગથી [ફુટપાથ] ઉપર તેઓ ચાલતા હતા ત્યાં એક સીપાઇએ આવી તેમને ધક્કો મારી ઉતારી પાડયા. આવા ઘણા દાખલા ઉમેરવા હોય તો ઉમેરી શકાય. પણ તેમ કરતાં આપણો પિતો ઉછળી જાય છે.

**નાગરિકના હક ખુંચી લેનારો કાયદો.**

જે કેસ વાસ્તે મોહનદાસ ગાંધી દક્ષિણ આફ્રિકા આવ્યા હતા તે પુરો થયો તેથી તેઓ પાછા સ્વદેશ આવવા તૈયાર થયા. તે વખતે તેમના માનમાં એક મેળાવડો કરવામાં આવ્યો તેજ દિવસની સાંજે મોહનદાસના હાથમાં એક વર્તમાનપત્ર આવ્યું. તેમાં એવા સ્નાનના સમાચાર જોવામાં આવ્યા કે સંસ્થાનની પાર્લામેંટમાં થોડા વખતમાં એક કાયદો આણવામાં આવનાર છે. જે કાયદાની રૂઇએ ત્યાં વસતા હિંદીઓ પાસેથી શહેરી તરીકેનો મત આપવાનો હક લઈ લેવાનો છે અને એવીજ મતલબના બીજા કાયદા પણ પાસ થવાના છે. આ સમાચાર વાંચી મોહનદાસ ગાંધીજી આભા બની ગયા. મામલો કેવો ગંભીર બનવાનો સંભવ છે તે હકીકત તેમણે મેળાવડા રૂબરૂ કહી સંભળાવી, અને તેમને સમજાવ્યું કે દક્ષિણ આફ્રિકામાંથી હિંદીઓને સમુળગા નાશ ન પામવા દેવા હોય તો તાત્કાળીક અને મક્કમ પગલાં ભરવાં જોઇએ. મોહનદાસના કહેવાથી સંસ્થાનની રાજસભાને એક તાર કરવામાં આવ્યો કે એકદમ પગલા ભરવાનું મુલતવી રાખવું. અને પછી થનારા કાયદા વિરૂદ્ધ એક અરજી ઘડી

તેમાં ઘણા હિંદીઓની સહી કરાવી મેકલી. આથી કંઇ વળ્યું નહીં. સંસ્થાનની રાજસભાએ કાયદો મંજુર કર્યો. તે ઉપરથી એક બીજી અરજી તઇયાર કરી સંસ્થાનોના પ્રધાન તરફ વિલાયત રવાના કરી અને તે ઉપરથી તે કાયદા ઉપર નામદાર શહેનશાહની સહી ન થઇ અને કાયદો વા ખાતો રહ્યો. આથી સંસ્થાન વાસીઓ અટક્યા નહીં. તેમણે બીજે રસ્તે ઘાટ ઉતાર્યો અને જરા તરા ફેરફાર સાથે બીજો કાયદો કરી એજ મુદ્દે અમલમાં લાવવાનો નિશ્ચય કર્યો.

**નાતાલ હિન્દી કોન્ગ્રેસની સ્થાપના.**

પરદેશ વસતા હિન્દીઓની આવી અસહ્ય હાડમારી જોઇને મોહનદાસ ગાંધીને વિચાર થયો કે દક્ષિણ આફ્રિકામાં રહેતા હિંદીઓના હક સંભાળવા એક સંસ્થા સ્થાપવી જોઇએ અને તે વિચાર તેમણે બીજાઓને જણાવ્યો. આખરે એમ નક્કી થયું કે જે સંસ્થાની તેઓ વાત કરે છે તે તેઓ દક્ષિણ આફ્રિકામાં રહે તોજ બની શકે, આગેવાન હિંદીઓએ તેમને કહ્યું કે જો તમે અહીં રહો તો તમારી વકીલાતના ધંધા વાસ્તે અમે યોગ્ય બંદોબસ્ત કરીશું. આ ઉપરથી તેઓએ ત્યાં કાયમ રહેવાનો નિશ્ચય કર્યો અને નાતાલમાં હિન્દી કોન્ગ્રેસ નામની સંસ્થા સ્થાપી અને તેના સેક્રેટરી તરીકે નિસ્વાર્થી સેવા બજાવવા માંડી

ભવિષ્યમાં જે વિટંબણાઓ અને સંકટો આવી પડવાનાં છે તે મોહનદાસે બરાબર જોયું અને તેથી દક્ષિણ આફ્રિકામાં કાયમ રહેવાનો તેમણે ઠરાવ કર્યો અને નાતાલની વડી અદાલતમાં જોડાયા. આ વખતેજ તેમને ખરી પસંદગી કરવી પડી. કાંતો હિન્દુસ્તાન

સ્વરાજ્યના આત્મા :



સ્વ. લો. તિલક મહારાજ.

પાછા જઇ ત્યાં પોતાના ધંધામાં મચી દ્રવ્ય અને ખ્યાતિ મેળવવી કે દક્ષિણ આફ્રિકામાં રહી માન અપમાન સહન કરવું, ઝંઝટમાં પડવું અને પાયમાલ થવું. દક્ષિણ આફ્રિકામાં વસતા હિન્દીઓ ભરવાડ વિનાના ઘેટાંના ટોળા જેવા હતા અને મોહનદાસે તેમના ભરવાડ થવાને સ્વિકાર્યું. ત્યારથી તેમણે પોતાના જીવનનો હેતુ શોધી કાઢયો અને પોતાના દેશની ખાતર અને પોતાના દેશી ભાઇઓની ખાતર સેવાધર્મ સ્વીકાર્યો. તેનું આખરે શું પરિણામ આવ્યું તે વાત જગજાહેર છે.

નાતાલની વડી અદાલતમાં બારિસ્ટર તરીકે દાખલ થયા પછી પોતાનો વકીલાતનો ધંધો ફતેહમંદ કરવા તેમણે સતત પ્રયાસ કર્યો અને સાથે સાથે હિન્દીઓને પોતાના હક સંભાળવાનું અને જાગૃત કરવાનું કામ પણ ચાલુ રાખ્યું અને તે સંબંધી કેટલીક અરજીઓ સાદી પરંતુ મજબુત ભાષામાં સત્તાવાળાઓ ઉપર મોકલાવી.

**હિન્દુસ્તાનમાં પાછા ફરવું.**

આટલું કામ કરી તેઓ સને ૧૮૯૫ ની આખરે પોતાનું કુટુંબ લેવા હિન્દુસ્તાન પધાર્યા. પરંતુ આવવા નીકળતા પહેલાં દક્ષિણ આફ્રિકામાં વસતા હીંદીઓ ઉપર પડતાં સંકટો સંબંધી એક ખુલ્લો પત્ર પ્રકટ કર્યો, અને તેઓએ મોહનદાસને પોતાનાં સંકટો હિન્દવાસીઓ સમક્ષ જણાવવા અધિકાર આપ્યો. તેમણે દક્ષિણ આફ્રિકામાં કરેલું કામ હિન્દુસ્તાનમાં આગળથી જણાયું હતું. તેથી હિન્દુસ્તાનમાં જ્યાં જ્યાં તેઓ ગયા ત્યાં તેમને સારો સત્કાર મળ્યો. દક્ષિણ આફ્રિકાના હિન્દીઓની ખરી હકીકત જણાવવા કેટલાંક ભાષણો આપ્યાં અને

કેટલાક ચોપાનીયાં પ્રકટ કર્યાં. આ ભાષણોનો સાર રૂટર નામની એક અંગ્રેજી પેઢીએ તાર મારફતે દક્ષિણ આફ્રિકા પહોંચાડયો. પરંતુ ખરી હકીકત ન જણાવતાં મીઠું મરચુ ઉમેરી એક તરફી હકીકત જણાવી. તે તારની હકીકતમાં રૂટરે એવું જણાવ્યું કે મોહનદાસ ગાંધી હિન્દુસ્તાન આવી પ્રજાને એવું સમજાવે છે કે દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓને લુટે છે, તેમના ઉપર હુમલા થાય છે અને તેમને પશુ જેવા ગણવામાં આવે છે. તેમને કોઇપણ જાતનો ન્યાય મળતો નથી. આ પ્રમાણે સત્ય અને અસત્યની મેળવણી કરેલી હકીકત નાતાલ પહોંચી કે ત્યાં વસતા ગોરા લોકનો મિજાજ ખશી ગયો, અને મોહનદાસ ગાંધી વિરૂદ્ધ તેમની લાગણી ઘણી ઉશ્કેરાઇ. ત્યાં સભાઓ ઉપર સભાઓ થઇ અને તેમાં મોહનદાસ ઉપર ઘણાજ સખત શબ્દોમાં તિરસ્કાર પ્રદર્શિત કરવામાં આવ્યો. દરમ્યાન મોહનદાસ ઉપર દક્ષિણ આફ્રિકાના હીન્દીઓ તરફથી વિનંતી પત્ર આવ્યા કે તમારે તરત અહીં આવવું કારણ કે અહીં મામલો બગડતો જાય છે.

**મોહનદાસનું ફરી આફ્રિકા જવું અને ત્યાં તીખો અનુભવ.**

તે ઉપરથી ગાંધી આફ્રિકા જવા ઉપડયા અને સાથે પોતાની પત્નિ તથા બાળકોને લીધાં. જે દિવસે તેમની આગબોટ દરબાન બંદરે પહોંચી તેજ દિવસે છસેં હિન્દી મુસાફરો સાથે બીજી આગબોટ દરબાન પહોંચી. આ બીજી આગબોટ ગાંધીની આગબોટ ઉપડયા પછી બે દિવસે મુંબાઇથી ઉપડી હતી, અને તેની ગાંધી ખબર પણ નહોતી. પરંતુ નાતાલના ગોરાઓમાં એવી બુમ પડી કે

ગાંધી કેટલાક હિંદી કારીગરોને લઇ અહીંયાં આવે છે. અને તેમ કરીને ગોરા કારીગરોની રોજી ઘટાડવા ધારે છે. રૂટરે મોકલેલી ખબરથી ગાંધીની વિરૂદ્ધ ગુસ્સો તો ઉત્પન્ન થયો જ હતો અને તેમાં ઉપલી વાતથી વધારો થયો. લાગણી ઉશ્કેરાઈ જાય છે ત્યારે ખરી ખોટી હકીકત જોવા કોઇ બેસી રહેતું નથી. સસ્થાનવાસી ગોરાઓનું લોહી ઉકળ્યું. તેમાં નાનું મોટું કોઇ જણાયું નહીં. સૌ ગાંધીની વિરૂદ્ધ થયા અને ગાંધી અને તેના જોડીઆઓને કાંઠા ઉપર ઉતરવા દેવા નહીં એવો ઠરાવ થયો. લોક લાગણી એટલી બધી જોર ઉપર હતી કે એ બન્ને આગબોટોને કોરન્ટાઇનમાં રાખવામાં આવશે. જ્યારે મી. એસ્કોમ્બે લોકોના ટોળાને ખરી ખાતરી આપી અને ઇંગ્લાંડનાં મહારાણી વિકટોરીયાના નામને માન આપી લોકોએ વેરાઇ જવું જોઇએ એમ કહ્યું ત્યારે લોકો થોડા ઘણા વેરાયા. આગબોટના માલીકોએ સરકારને પોતાનો ઇરાદો જણાવ્યો કે જો કોરન્ટાઇન ઉઠાડવામાં આવશે. નહીં તો સરકાર ઉપર કાયદા પ્રમાણે પગલાં ભરવામાં આવશે. તે ઉપરથી કોરન્ટાઇન ઉઠયું. ગાંધીએ પોતાની પત્નિ અને છોકરાંને પોતાના એક મિત્રને ઘેર મોકલાવી દીધાં. આગબોટ કીનારે આવતાં લોકો ભેગા થયા. ત્યારે પોલીસે ઇન્સ્પેકટરે ગાંધીને જણાવ્યું કે રાત પડયા વિના અને અંધારૂં થયા વિના કીનારે ઉતરશો તો ઘણું જોખમ છે. થોડીવાર પછી ગાંધીની સાથે અદાલતમાં સાથે કામ કરનાર એક ગોરો બારીસ્ટર આગબોટ ઉપર આવ્યો અને ગાંધીને મદદ આપવા કહ્યું. ગાંધીએ અંધારૂ થવાની રાહ જોયા વિના કિનારે ઉતરવાને ઝંપલાવ્યું અને ગોરા લોકોની ન્યાય બુદ્ધિ ઉપર આધાર રાખ્યો. લોકોના ટોળામાંના કેટલાકે ગાંધીને ઓળખ્યા

એટલે ઓંકારા ટુંકારા થવા માંડયા. કેટલાક તેમના ઉપર તુટી પડયા અને મરણતોલ કરી નાંખ્યા. એટલામાં પોલીસ સુપ્રીટેન્ડન્ટનાં પત્નિ આવી પહોંચ્યાં અને પોતાની છત્રી ગાંધી ઉપર ધરીને તેમણે રક્ષણ કર્યું અને ગાંધીના એક મિત્રની વખાર સુધી મુકી આવ્યાં. પોલીસ સુપ્રીટેન્ડન્ટે ધાર્યું કે લોકો તે વખારને સળગાવી દેશે. તેથી તેમણે પોતાની ધાસ્તી ગાંધીને જણાવી. તે ઉપરથી ગાંધીએ પોલીસનો પોષાક પહેરી વખારમાંથી ચાલતી પકડી અને પોલીસ થાણામાં આશરો લીધો. ધીમે ધીમે લોક લાગણી જરાશમી અને ગાંધીના જીવનમાં એક અગત્યનો બનાવ બન્યો. વર્તમાનપત્રો માફી માગવા મંડયા અને લોકો સૌ સૌને ધંધે વળગ્યા. પણ ત્યાં વસતા હિંદીઓ પ્રત્યે લોક લાગણી કેટલી મજબુત છે તે સાબીત થઇ ગયું.

થોડા વરસ પછી મી. એસ્કોમ્બે ગાંધીને મળ્યા ત્યારે જે બન્યું તે વાસ્તે માફી માગી અને કહ્યું કે તમારા અંગત અને તમારા જાત ભાઇઓના ઉત્તમ ગુણથી હું વાકેફ નહોતો. આ વાત થયા પછી અડધાજ કલાક પછી તેજ મી. એસકોમ્બ હ્રદયના રોગથી રસ્તામાં મરણ પામ્યા.

**બોર વિગ્રહ અને તેમાં ગાંધીજીની સેવા.**

સને ૧૮૯૯ના અકટોબ્બર માસમાં દક્ષિણ આફ્રીકામાં અંગ્રેજો અને બોર (વલંદા) લોક વચ્ચે વિગ્રહ જાગ્યો. ટ્રાન્સવાલમાં બોર લોકોનું પ્રજાસત્તાક રાજ્ય હતું અને તેમનો પ્રમુખ મી, ક્રુગર હતો. અંગ્રેજ લોકોને તેમની સાથે વાંધો ઉઠયો અને સંસ્થાન ખાતાના પ્રધાન મી. ચેમ્બરલેને લડાઇ જાહેર

કરી. આ યુદ્ધ ચાર વર્ષ ચાલ્યું અને તેમાં બોર લોકોએ ઘણું શૌર્ય બતાવ્યું અને અંગ્રેજોની પ્રથમ હાર થઇ પણ છેવટે અંગ્રેજો જીત્યા અને ટ્રાન્સવાલનો મુલક અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો. આ વિગ્રહ શરૂ થયો એટલે ગાંધીએ જોયું કે હવે આપણો સમય આવ્યો છે. બ્રીટીશ સામ્રાજ્યમાં હિંદીઓ માત્ર એકલા હકજ માગતા નથી પણ સાથે સાથે સામ્રાજ્યના નાગરીક તરીકે પોતાની જોખમદારી પણ સમજે છે. એ સાબીત કરી દેખાડવાનો પ્રસંગ પ્રાપ્ત થયો.હિંદીઓ સ્વમાનવાસ્તે લડત ચલાવે છે એટલુંજ નહી પણ બ્રીટીશ મહારાજ્ય વાસ્તે પોતાનો પ્રાણ અર્પણ કરવા પણ તૈયાર છે. ગાંધીના આમંત્રણથી સેંકડો હિંદીઓ સ્વયંસેવકો તરીકે તૈયાર થયા અને લડાઇમાં જે સૈનિકો ઘાયલ થાય તેમને ઉંચકી ડોળીમાં ઘાલી લશ્કર માટે તૈયાર કરેલાં દવાખાનાંમાં લઇ જવાને પોતાની ખુશી બતાવી. ગાંધી પણ તેમાં એક સ્વયંસેવક તરીકે દાખલ થયા. આ સ્વયંસેવકોની ટોળીએ પોતાની નોકરી સ્વીકારવાની બ્રીટીશ લડાઇ ખાતાના સત્તાધીશોને અરજ કરી પણ તે અરજ ઉપર બીલકુલ ધ્યાન અપાયું નહીં. લડાઇ થોડી ચાલી એટલે ફરી અરજ કરી પણ એનું એજ પરીણામ આવ્યું, પરંતુ જ્યારે બ્રીટીશ લશ્કરને બોર લશ્કર તરફથી સખત ફટકા વાગ્યા ત્યારે સત્તાવાળાઓને એમ વિચાર થયો કે બની શકે તેટલા માણસોને રણમાં દાખલ કરવાં જોઇએ, ત્યારે ગાંધીની અરજી ઉપર ધ્યાન અપાયું. એક હજાર હિંદીઓની એક ટોળી બની અને તેમણે ઘાયલ સૈનિકને રણમાંથી ઉપાડી દવાખાનાંઓમાં લઇ જવાનું માથે લીધું, અને તે કામ કરવા માંડ્યું. એક વખત એવું બન્યું કે મેજર બાપ્ટે નામના સૈનિક અમલદારે

શ્રી. ગાંધી પાસે આવીને કહ્યું કે તમારી ટોળીના માણસો જ્યાં તોપના ગોળા પડે છે ત્યાં સુધી લાઇન અંદર આવીને ઘવાયલાઓને લેઇ જવાનું કામ કરે તો ઘણું સારૂ, તેમ કર્યાથી તમે અમુલ્ય સેવા બજાવી શકશો. હિંદીઓએ આ અરજ સ્વીકારી અને લાઇનની અંદર જ્યાં ગોળાઓ આવી શકે ત્યાંથી કામ કરવા માંડયું, અને તેમ કરતાં પોતાની જીંદગીની દરકાર રાખી નહીં. તેમ કરતાં ઘણા હિંદીઓએ પોતાના જાન ખોયા. આ કામ કરવામાં તેમને વિસ વિસ માઇલ દુર ઘવાયલાઓને લઇ જવા પડતા. બ્રીટીશ સૈન્યનો ઉપરી લોર્ડ રોબર્ટસ હતો. તેનો એકનો એક દીકરો આ લડાઇમાં પડયો તેના શબને હિંદીઓ ઉપાડી બીજી જગાએ લઇ ગયા. આ અમુલ્ય અને જીવના જોખમે બજાવેલી સેવા વાસ્તે હિંદીઓની બહુ તારીફ થઇ અને સરકારી કાગળોમાં ગાંધીનું નામ વારંવાર જણાવવામાં આવ્યું અને લડાઈ પુરી થતાં લડાઇમાં કામ કર્યા બદલ ચાંદ પણ તેમને મળ્યો. આ રીતે ગાંધીએ સત્તાવાળાને બતાવી આપ્યું કે જે બ્રિટીશ રાજ્યના હિંદીઓ નાગરીક છે અને તેના હક વાસ્તે માગણી કરે છે તે નાગરિકની જોખમદારી સ્વીકારવા પાછી પાની કરે એમ નથી. ગાંધીજીનું જાહેર જીવન આજ સુત્રના આધારે શરૂથી હતું. આ સેવા વાસ્તે નાતાલના વડા પ્રધાન સર જોન રોબીન્સને ગાંધીજીની ભારે પ્રશંસા કરી હતી.

બોર વિગ્રહ પુરો થયો, તેઓ આખરે હાર્યા અને ટ્રાન્સવાલનો મુલક બ્રીટીશ રાજ્ય સાથે જોડાઇ ગયો. ગાંધીએ જાણ્યું કે હવે ટ્રાન્સવાલનો મુલક બ્રીટીશ રાજ્ય સાથે જોડાઇ ગયો એટલે હિન્દીઓની હાડમારીનો અંત આવશે. વળી અંગ્રેજો

**હિંદુસ્તાન તરફ આગમન.**

બોર લોકો સાથે લડાઇ કરી તેનું એક કારણુ એ પણુ કહેવામાં આવ્યું હતું કે ટ્રાન્સવાલનું પ્રજા સત્તાક રાજ્ય હિંદીવાનો જે બ્રીટીશ રૈયત છે તેમને દુઃખ દેતું હતું. વળી ગાંધીની તબીયત લથડી ગઇ હતી તેથી ૧૯૦૧ માં તેઓ કુટુંબ સાથે સ્વદેશ પધાર્યા. તેમના નીકળતા પહેલાં નાતાલના હિંદીઓએ તેમને તેમની પત્નિને અને છોકરાંને સોનાની રકાબી અને કેટલુંક ઝવેરાત તેમની સેવાની યાદ-ગીરીમાં ભેટ આપ્યાં પણ તેમાંનું કશું તેમણે સ્વીકાર્યું નહીં અને કહ્યું કે જરૂર પડે સાર્વજનિક હિત માટે તેનો ઉપયોગ કરવો. આથી તેમના પ્રત્યે હિંદીઓનો પ્રેમ વધ્યો અને કંઇપણુ ડોળ વિના જે સેવા તેમણે કરી તેનું નિ:સ્વાર્થ પણું સમજાયું. મુંબઇ આવ્યા પછી ત્યાં પાછો વકીલાતનો ધંધો શરૂ કર્યો કારણુ કે તેમને ખાત્રી હતી કે બોર લડાઇ પુરી થઇ એટલે ફરી દક્ષિણુ આફ્રિકા જવાની જરૂર નહીં પડે તે સાલ કલકત્તાની હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસમાં તેમણે ભાગ લીધો અને મી. દીનશા વાચ્છાના હાથ નીચે રહી ઘણું ઉપયોગી કામ કર્યું.

**દક્ષિણુ આફ્રિકા તરફ ત્રીજીવાર ગમન.**

મોહનદાસની ઉપલી ગણુત્રીમાં ભૂલ આવી. તેમના નશીબમાં હિન્દુસ્તાનમાં હજી શાંતીમય જીવન ગાળવાનું નહોતું. ટ્રાન્સવાલની બોર લડાઇ પુરી થતાં સંસ્થાન ખાતાના પ્રધાન મી. ચેમ્બરલેને દક્ષિણુ આફ્રિકાની મુલાકાત લીધી તેથી ત્યાં વસતા હિંદીઓએ ગાંધીને તાર કર્યો કે તમારે તાકીદે પાછા આવવું કે જેથી હિંદીઓને પડતી હાડમારી સંબંધી હકીકત મી. ચેમ્બરલેન સમક્ષ મુકી શકાય અને તેમને

હાથે તે સવાલનો છેવટ ફડચો થાય તે ઉપરથી તેઓ પાછા દક્ષિણ આફ્રિકા ગયા ત્યાં જઇ તેમણે બીજા આગેવાન હિંદીઓના સાથે મી. ચેમ્બરલેનની નાતાલમાં મુલાકાત લીધી અને હિંદીઓની હરકતો તેમને જણાવી પછી મી. ચેમ્બરલેન ટ્રાન્સવાલ ગયા ત્યારે ત્યાંના હિંદીઓએ ગાંધીને બોલાવ્યા અને ટ્રાન્સવાલમાં પડતી હરકતો વિષે હકીકત જણાવવા તેમને કહ્યું. ગાંધી એમ ધારતા હતા કે ટ્રાન્સવાલ પ્રાંત બ્રીટીશ મુલકનો ભાગ હવે થયો છે અને ત્યાં લડાઇ થવાના કારણમાં હિંદીઓને પડતી હાડમારી એ એક મુખ્ય કારણ જાહેર થયું હતું. તેથી ત્યાંના દુઃખ હવે બંધ થશે. પણ આ ધારવું ભૂલ ભરેલું હતું. બોર લોકોના વખતમાં હિંદીઓ પ્રત્યે જે સખ્તા હતી તે કરતાં અંગ્રેજી અમલ નીચે હિંદીઓની હાડમારી દસઘણી વધી પડી; નાતાલનો અધિકારી વર્ગ તો ગાંધી તરફ તેમના ઉત્તમ ગુણને લીધે સહેજ ઓછી કડક નજરથી જોવા લાગ્યો, પણ ટ્રાન્સવાલના અધિકારી વર્ગને ગાંધીના નામથીજ સુગ ચઢતી હતી. તે અધીકારી વર્ગે ગાંધીને મી. ચેમ્બરલેનની મુલાકાત લેવાની પરવાનગી પણ ન આપી અને પ્રીટોરીયા શહેરમાં હિંદીઓનું મંડળ ગયું ત્યારે અધિકારીઓએ તેમને જણાવ્યું કે તમારામાંથી ગાંધીને બાતલ કરો તો મી. ચેમ્બરલેનની મુલાકાત લેવા દઇએ. ગાંધીએ બીજા આગેવાન હિંદીઓને તેમના વિના મુલાકાત લેવા સમજાવ્યું પણ તેઓએ માન્યું નહીં. આખરે ગાંધીએ તેમને ઘણા સમજાવ્યા ત્યારે તેઓ ગાંધી સિવાય મી. ચેમ્બરલેનની મુલાકાત ગયા.

ટ્રાન્સવાલની સરકારે એશીયા વાસીઓની ખબર લેવાને એક

જુદું ખાતુ સ્થાપ્યું. જાણે એશીયા ખંડના રહેવાશીઓ મનુષ્યમાં જુદી જાતી હોય નહી? તેમ તેઓ વાસ્તે જુદા કાયદા કરવાનો વિચાર કર્યો. મામલો બગડવાનો સંભવ લાગ્યો અને ટ્રાન્સવાલમાં ગાંધીની હાજરીની ખાસ જરૂર જણાઇ. એક ધૈર્યવાન આગેવાન પુરૂષના જરૂર લાગી. તેથી ટ્રાન્સવાલમાં વસતા હિંદીઓએ ગાંધીને ત્યાંજ નિવાસ કરવા વિનંતી કરી. તેથી તેઓ ત્યાં રહ્યા અને પ્રીટોરીઆની વડી અદાલતમાં બારીસ્ટર તરીકે પોતાને નોંધાવ્યા. ત્યાં રહી સને ૧૯૦૩ માં તેમણે ટ્રાન્સવાલના હિંદીઓની એક સંસ્થા સ્થાપી અને તેના તેઓ મંત્રી અને કાયદાના સલાહકાર બન્યા.

**"ઇંડીઅન ઓપીનીઅન" પત્રનો જન્મ.**

હવે ગાંધીને લાગ્યું કે દક્ષિણ આફ્રિકામાં રહેતા હિંદીઓને ચાલુ સ્થિતિથી બરાબર વાકેફ કરવાને અને વળી સત્તાવાળાઓ હિંદીઓના મતથી જાણીતા રહે એ રીતે બેવડા હેતુથી એક વર્તમાનપત્ર કાઢવું. તેથી ૧૯૦૩માં એક છાપખાનું ખરીદયું અને "ઇન્ડીઅન ઓપીનીઅન" (હિંદીમત) એ નામનું એક વર્તમાનપત્ર કહાડયું. ત્યાં વસતા હિંદીઓ એક બીજા સાથે પરસ્પર તેમજ સંસ્થાની ગોરાઓ સાથે વધારે ગાઢા સંબંધમાં આવે અને તેમનામાં રાજદ્વારી તથા સામાજીક ઉન્નતિ થાય એ ઉદ્દેશ તેમાં સમાયલો હતો. તે પત્ર કહાડવામાં અને છાપખાનું ખરીદવામાં જે મુડી જોઇએ તેનો મોટો ભાગ ગાંધીએ પુરો પાડયો. તે પત્રના માલીક તરીકે મી. લી. મદનજીતને અને અધિપતિ તરીકે મી. નાઝરને નીમ્યા. અને એ રીતે "ઇન્ડીઅન ઓપીનીઅન" નો જન્મ થયો. પ્રથમ તે અંગ્રેજી, ગુજરાતી, હિંદી અને તામીલ એ

ચાર ભાષાઓમાં પ્રકટ થવા લાગ્યું પાછળથી હિંદી અને તામીલ એ બે ભાષામાં આવતું લખાણ બંધ કરવામાં આવ્યું અને અંગ્રેજી અને ગુજરાતી એ બે ભાષાઓ રાખી. જો કે એ પત્ર ચલાવવાનું કામ ઉપલા ગૃહસ્થોને સોંપ્યું હતું છતાં તેમાં ગાંધી વખતો વખત લખાણો મોકલતા અને તેમ કરી દક્ષિણ આફ્રિકાના વિકટ સવાલ સંબંધી પોતાના બોહોળા જ્ઞાનનો તથા પોતાના રાજદ્વારી અને ધાર્મિક ડહાપણનો લાભ બીજાઓને આપતા. શરૂઆતમાં એ પત્ર ચલાવવામાં મોટી ખોટ આવી અને તે ખોટ પુરી કરવા ગાંધીએ પોતાના દરના ત્રીસ હજાર રૂપીઆ કાઢી આપ્યા. જો કે પાછળથી એ પત્રની પૈસા સંબંધી સ્થિતિ સુધરી છતાં તે પત્રે હજુ સુધી નફો તો કર્યોજ નથી. આજે તે પત્ર દક્ષિણ આફ્રિકામાં એક ઘણું ઉપયોગી હથીયાર થઇ પડયું છે અને ચાલતા ઝઘડામાં અમુલ્ય સેવા તેણે બજાવી છે,

**પ્લેગનો દેખાવ અને ગાંધીની સેવા.**

સને ૧૯૦૩ માં જોહાન્સબર્ગ શહેરમાં હિંદીઓના લતામાં પ્લેગનો ચેપી રોગ ફાટી નીકળ્યો. ત્યાંની મ્યુનીસીપાલીટીને યોગ્ય ચેતવણી આપ્યા છતાં તે તદ્દન બેદરકાર રહી અને કાંઇ પણ ઉપાય લીધા નહી, સત્તાવાળાઓએ જાહેર રીતે પ્લેગનો સ્વીકાર કર્યો તે પહેલાં એક અઠવાડીયા અગાઉ જણાવ્યુ હતું કે પ્લેગ ફાટી નીકળ્યો છે, પણ તેમના કહેવા ઉપર ધ્યાન આપ્યું નહી. તેમણે જણાવ્યું કે જો વખતસર ઉપાય લેવામાં આવશે નહીં તો એ રોગ ચેપી હોવાથી પ્રસરી જશે પણ કાંઇ પણ જવાબ મળ્યો નહીં. એકજ દિવસમાં પ્લેગથી ૨૧ માણસો મરણ પામ્યાં. તે ઉપરથી ગાંધીએ ત્રણ ચાર સ્વાર્થ ત્યાગી મિત્રો-

ની મદદ લેઇ એક ખાલી મકાન હતું તે ઉઘાડયું અને ત્યાં પ્લેગના દર્દીઓનોને લઇ જઇ તેમની સારવાર કરી અને કંઇપણ ભય રાખ્યા વિના પોતાથી બન્યું તેટલું જાતે કામ કરી દર્દીઓનો આશિર્વાદ લીધો. અને પ્લેગને વધતાં અટકાવ્યો. મ્યુનીસીપાલીટીના સત્તાવાળાઓએ પછીથી ગાંધીની આ સેવા સ્વીકારી વખાણ કર્યા. મ્યુનીસી પાલીટીએ પણ પછીથી યોગ્ય પગલાં લીધાં. એ પ્લેગમાં સો ઉપર માણસો મરી ગયાં. પણ ગાંધીએ તાત્કાલિક ઉપાયો લીધા અને સત્તાવાળાને ચેતાવ્યા એટલે એટલેથી પત્યું નહીં તો ઘાણ નીકળી જાત. તે સાલ કેટલાક હિંદીઓ અને જહોન્સબર્ગની મ્યુનીસીપાલીટી વચે મામલો કૉર્ટે ચઢયો. તેમાં ગાંધીને વકીલ તરીકે ભારે કમાણી થઇ, જે બધી કમાણી તેમણે પાછળથી સાર્વજનિક કાર્યોમાં વાપરી.

"ઇન્ડીઅન ઓપીનીયન" પત્ર ચલાવવામાં ઘણો ખર્ચ થતો હતો, અને ખોટ આવતી હતી. તેની તપાસ કરવા ગાંધી ૧૯૦૪ ની આખરે દરબાન ગયા. તે

**ફીનીક્ષ ફાર્મની સ્થાપના**

મુસાફરીમાં ગાંધીના વાંચવામાં ઇંગ્લાંડના પ્રખ્યાત લેખક રસ્કિનનું બનાવેલું "અન્ટુ ધીસ લાસ્ટ" નામનું પુસ્તક વાંચવામાં આવ્યું. તે પુસ્તકનો બરાબર અભ્યાસ કરતાં તેમાં દર્શાવેલી હકીકત તેમના હ્રદયમાં ઉંડે ઉતરી ગઇ તે પુસ્તક ગામડાના જીવનનું રહસ્ય બરાબર સમજાવ્યું હતું તે ગાંધીના લક્ષ્યમાં ઉતર્યું. આ ઉપરથી તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા કે શહેરોના જીવનની પરિસ્થતિ એવી છે કે તેથી ઘણું નુકસાન અને ઘણો ગેરલાભ થાય છે. મનુષ્યની નૈસર્ગિક શક્તિ ઉપર તેથી ઘણો અંકુશ મુકાય છે, અને કામ કરનારાઓ જમીન અને ખેતીવાડી

જે મુખ્ય પાયો છે તેથી જુદા પડી જાય છે. તે ઉપરથી ગાંધીએ ૧૦૦ એકર જમીન ફીનીક્ષ નામના ગામડા પાસે અને રેલ્વે સ્ટેસનથી બે માઇલ દુર છે અને તેની આસપાસ શેરડીનું વાવેતર ઘણું થાય છે ફીનીક્ષ ફાર્મ ખરીદ કરી તેમાં છાપખાનું તથા સાંચા વગેરે સર્વ આણ્યું અને 'ઇન્ડીયન ઓપીનીઅન' ત્યાંથી કહાડવાનો ઠરાવ કર્યો. કેટલેક હિંદીઓ એને યુરોપીઅનોને ત્યાં આવી વસવાનો ગાંધીએ આગ્રહ કર્યો, અને એવી સરતો તેમની સાથે કરી કે છાપખાનું, જમીન વગેરે સર્વ તેમની કુલ દેખરેખ નીચે રહે, દરેક આસામએ ગરિબાઇમાં જીંદગી ગાળવાનું પણ લેવું, અને દક્ષિણ આફ્રિકામાં રહેવા ખાવાનું ઘણું ખર્ચ થાય છતાં દરેકે માસિક રૂ. ૪૫) પોતાના ખર્ચ વાસ્તે લેવા અને છાપખાનું, ખેતીવાડી વગેરેમાંથી નફો થાય તે સરખે ભાગે વહેંચી લેવો. દરેકને વાસ્તે એક ઘર બાંધી આપવું અને તે બંધાવવાનું ખર્ચ તેણે પોતાની શકિત પ્રમાણે હપ્તા કરી જ્યારે દ્રવ્ય મળે ત્યારે પાછું વાળવું અને તેની પાસેથી વ્યાજ લેવું નહીં. દરેકને બે એકર જમીન આપવી અને તેની કિમ્મત પણ ઉપર પ્રમાણે હપ્તાથી વાળી આપવી તે જમીન ઉપર તેણે ખેતીવાડી કરવી, અને દરેકે સાર્વજનિક ભલા વાસ્તે પોતાનું જીવન ગાળવું, અને હાલ શરૂઆતમાં ઇન્ડીઅન ઓપીનીઅન' સર્વેએ ચલાવવું પાછળથી દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓનાં છોકરાંને કેળવણી આપવાનું કામ પણ તેમણે હાથમાં લીધું આ યોજના અમલમાં મુકવાને ગાંધીએ પોતાનું સર્વ દ્રવ્ય ખર્ચી નાંખ્યું અને તેથી તે ગરીબ અવસ્થામાં આવી ગયા, ફીનીક્ષ ફાર્મ ઉપર ઘર બંધાવી ખાસ નિસ્વાર્થ ત્યાગી આસામીઓ ત્યાં

વસવા લાગ્યા તેઓ સર્વ જાતે ખોદે, ખેડે, વાવે લણે વિગેરે ખેતી-વાડીનું સર્વ કામ કરવા મંડયા અને ઉપલું પત્ર કહાડવા અને અને છાપખાનું ચલાવવા મંડયા અને હિંદીઓનાં છોકરાંને પણ ભણાવવા માંડયું. શહેરોમાં અને હાલના જમાનામાં જ્યાં જોઇએ ત્યાં અંધ સ્વાર્થ, સ્પર્ધા અને તાણાતાણી જોવામાં આવે છે તે ફીનીક્ષ ફાર્મમાં દાખલ થઇ નહી. જ્યારે જ્યારે ગાંધીજી સાર્વજનિક કાર્યમાંથી નવરા હોય ત્યારે ફીનીક્ષ ફાર્મમાં જતા અને બીજા-ઓની માફક ખેતીવાડીનું દરેક કામ કરતા. ગાંધીના મગજમાં જે યોજના છે તેની તો હજુ ફીનીક્ષમાં શરૂઆતજ થઇ છે કારણ કે ત્યાં કામ કરનારા એટલા આવ્યા નથી અને દક્ષિણ આફ્રિકામાં ચાલતા ઝઘડાથી હિંદીઓ પૈસે ટકે ખાલી થયા છે તેથી નાણાંની મદદ પણ મળી નથી. ફીનીક્ષમાં હિંદીઓનાં છોકરાંને કેળવણી આપવામાં ગાંધીજીની એવી ઇચ્છા છે કે જેઓ ભવિષ્યમાં નાગરિકો બન-વાના છે તેમનું ચરિત્ર ઉંચા પ્રકારનું બનાવવું અને હાલની કેળવણી જે પશ્ચિમના જડવાદથી ભરપુર છે તેની ખરાબ અસરથી બાળકોને બચાવવાં અને તેમ કરી એવાં સ્ત્રી પુરૂષો ઉત્પન્ન કરવા કે જે ભવિષ્યમાં દેશસેવા અને જાતિસેવા કરી શકે. ગાંધીજી સારી પેઠે જાણે છે કે પ્રજા વ્યક્તિઓની બનેલી છે અને વ્યતિઓનું ચા-રિત્ર બરાબર બંધાયા વિના પ્રજા બરાબર બનતી નથી. છોકરાઓને જે કેળવણી આપવામાં આવે છે તે વાસ્તે કંઇ ફી લેવામાં આવતી નથી. ગાંધીજીએ પોતાનું કુટુંબ પણ ફીનીક્ષમાં રહેવા માટે મોકલી આપ્યું છે.

સને ૧૯૦૬ માં નાતાલમાં ઝુલુ નામના જંગલી લોકોએ બળવો કર્યો, ગાંધીજીએ જોયું કે આ બળવામાં મારામારી ને કાપાકાપી થશે તેથી તેમણે હિંદીઓ તરફથી એક ટોળી સ્વયંસેવક તરીકે બનાવી અને ઘવાયેલાને

**ઝુલુ બળવો અને તેમાં ગાંધીની મદદ.**

ટોળીમાં ઘાલી બીજી જગાએ લઇ જવા અને તેમની સારવાર કરવા સત્તાવાળાઓને અરજ કરી. તેમની અરજ સ્વીકારવામાં આવી અને તેઓ તે કામમાં વળગ્યા. ઘોડેસ્વાર લશ્કર પાછળ હિંદીઓ ડોળી લઇ જંગલી લોકોના પ્રદેશમાં વગર હથીયારે અને વગર રક્ષણે રોજના ૩૦ માઇલ સુધી ઝાડીમાં દોડયા, અને ઘાયલ થયેલાને ઉચકી દવા દારૂ કરતા. ગોરૂ લશ્કર ઝુલુ લોક ઉપર ગોળી બહાર કરે અને તેમના ઉપર જુલમ ગુજારે અને તેમાં તે જંગલી લોકો ઘાયલ થઇ પડે તે બધું ગાંધીજીએ જાતે જોયું ત્યારે તેમને હૃદયમાં કંઇ કંઇ થયું હશે કે આવા ઘાતકી કામમાં આપણે જોડાવું ન જોઇએ. પણ ગાંધીજીએ વિચાર કર્યો કે આપણું કામ તો દર્દીની સારવાર કરવાનું છે અને તે રીતે તેમણે અને તેમની ટોળીના માણસોએ આફ્રિકાના અસલ વતની ઝુલુ લોકની બનતી સેવા કરી દીવાનનો પુત્ર, વિદ્વાન, બારીસ્ટરની પદ્વી ધારણ કરનાર તે ગંદા અર્ધ જંગલી લોકોની સેવા કરે અને તેમાં કંઇ સુગ ન ચઢે તે દેખાવ ખરેખર જોવા જેવો હતો તે જોવા આકાશના દેવલોક પણ ઘડીક આવેતો જોઇને ખુશી થાય આ સેવાનાં વખાણ સરકારી પત્રવ્યવહારમાં થયાં અને ગવર્નર તરફથી ગાંધીજીને મુબારકબાદી મળી અને ટોળીના દરેક હિંદીને અમુલ્ય સેવા કર્યા બદલ એક ચાંદ મળ્યો આગળ આપણે જોઇશું કે આવા નરને ટ્રાન્સવાલની સરકારે

તુરંગમાં મોકલી તેમની સેવાનો બદલો વાળ્યો છે.

ઘણાં ખરાં બ્રીટીશ સંસ્થાનોમાં એશીઆ વાસીઓને દાખલ થતા અટકાવવા કાયદા કરવામાં આવ્યા છે. ઓસ્ટ્રેલીયા, કાનડા અને દક્ષિણ આફ્રિકાએ આ બાબતમાં આગેવાની લીધી છે. આ સંસ્થાનોમાં છેલ્લા ૨૫-૩૦ વર્ષથી ગોરા સિવાય બીજા રંગની ચામડીવાળા લોકોપ્રત્યે અભાવ ઉત્પન્ન થયા છે. જાપાન અને ચીન દેશના લોક પીલા રંગના છે. હિંદવાસીઓ ઘઉંવર્ણા છે, અને આફ્રિકાના આરબ વતનીઓ કાળા રંગના છે. ઉપલાં સંસ્થાનોમાં પ્રથમ ગોરા લોક વસતા નહોતા પણ પાછળથી વસ્યા છે. પણ જ્યારથી વસ્યા છે ત્યારથી બીજા રંગની ચામડીવાળા પ્રત્યે તેમને ભાવ ઉત્પન્ન થયો નથી. નવા દાખલ થાય તેમને અટકાવવા અને જુના દાખલ થઇ ગયેલા હોય તેમને હરકતો કરવાને તેમણે પોતાનું બનતું કર્યું છે. રાજસભામાં પ્રતિનીધી મોકલવાનો મત આપવાનો તેમજ મ્યુનીસીપાલીટીમાં પણ મત આપવાનો હક તેમને આપવામાં આવ્યો નથી. વેપારી લોકોને વેપાર કરવામાં હરકતો નાંખવામાં આવી છે. જેમ આપણે અહીં ભાંગ, ગાંજો, અફીણ વેચવાને પરવાનો લેવો પડે છે તેમ હિંદી વેપારીએ પરવાનો લેવો જોઇએ અને પરવાનાની મુદત પુરી થાય કે તે ફરી લેવો જોઇએ અને ફરી લેતાં ઘણા વાંધા કાઢવામાં આવે છે. તેમને ઘર બાંધવા વાસ્તે જમીન જોઇતી હોય તો તે વેચાણ મળી શકે નહીં, જાહેર રસ્તા પાસે પગથી કરી હોય તે ઉપર તેમને ચાલવા દેવામાં આવે

ઝગડાએ પકડેલું ઉગ્ર સ્વરૂપ.

નહીં, ટ્રામવે ગાડીઓમાં તેમને મુસાફરી કરવા દેવામાં આવે નહી, રેલ્વેમાં ઉપલા વર્ગની ટીકીટ તેમને મળી શકે નહીં, અગર મેલ ગાડીમાં તો બીલકુલ મુસાફરી કરવા દેવામાં આવે નહી. આ વિગેરે બાબતો વિષે આપણે આગળ થોડું લખી ગયા છીએ. તે સબંધમાં ગાંધીજીને પાકો અનુભવ મળી ગયો છે. ટ્રાન્સવાલમાં તો ભણેલા હિંદીઓ અને કાફરો વચ્ચે જરાપણ ફેર રાખવામાં આવ્યો નથી. આપણા લોકને ત્યાં કુલી શબ્દથી સંબોધવામાં આવે છે, કુલી એટલે મજુર અગર હમાલ અગર તેથી પણ હલકો અર્થ થાય છે. કોઇ બારીસ્ટર હોય તો તેને કુલી બારીસ્ટર, દાકતર હોય તો તેને કુલી દાક્તર, વેપારી હોય તો તેને કુલી વેપારી, એ પ્રમાણે બોલાવવામાં આવે છે. ચામડીના રંગની ત્યાં એટલી બધી સુગ છે કે હિંદીનું અપમાન કરવું એ રમતવાત છે. જે વેપાર કરવા, અને રહેવા માગે તેમણે પોતાનાં નામ રજીસ્ટર કરાવવાં જોઇએ. તેમના ઉપર ભારે વેરા નાંખવામાં આવ્યા છે, આ બધી હકીકત અને હિંદીઓને પડતી હરકતોનું વર્ણન કરવા બેસીએ તો એક પુસ્તક થાય, તેવું એક પુસ્તક* ગાંધીના જોડે કામ કરનાર મી. હેનરી પોલાક બહાર પાડયું છે. તેમાં એટલી બધી હકીકત ભરી છે, અને સંકટોનાં એટલાં બધાં ઉદાહરણ ટાંકયાં છે અને બંધણીથી ગોરાઓના બગીચાઓમાં કામ કરતા હિંદીઓને એટલાં બધાં દુઃખ પડતાં વર્ણવ્યાં છે કે તે વાંચતાં આપણને ઘણો ત્રાસ આવે છે. અંગ્રેજી ભાષાના જ્ઞાન વાળાઓને આ પુસ્તક વાંચવા ખાસ ભલામણ છે. આટલાથી સંતોષ નહીં પાંમતાં ટ્રાન્સવાલના સત્તાવાળાઓએ આગળ પગલું ભર્યું અને હિંદીઓની ધીરજનો અને સહન શીલતાનો અંત આણ્યો,

ઝુલુ બળવામાં ઘાયલ થયેલાઓની સારવારનું કામ પુરૂં કર્યા પછી ગાંધી જ્હોન્સબર્ગથી પાછા આવ્યા એટલે સને ૧૯૦૬ ની સાલમાં ટ્રાન્સવાલની સરકારે એક નવો કાયદો કરવાનો ઠરાવ કર્યો, ને કાયદાની રૂઇએ ટ્રાન્સવાલમાં જે એશીઆ વાસીઓને રહેવાનો હક હોય તેમણે નોંધણી કામદારની ઓફીસમાં જઇ પોતાનાં નામ નોંધાવવાં, પોતાના અંગુઠાની અને આંગળીઓની છાપ આપવી અને તે ઓફીસમાંથી સર્ટીફીકેટ લેવું કેઇ પણ એશીયાવાસી પાસેથી કોઇ-પણ પોલીસ અમલદારને આ સર્ટીફીકેટ માગવાનો હક છે અને જો તે સર્ટીફીકેટ બતાવી ન શકે તો તેના ઉપર ફરીયાદ માંડવી અને જો તે સર્ટીફીકેટ બતાવી ન શકે તો તેના ઉપર ફરીયાદ માંડવી અને તે પ્રમાણે કરવાથી તેને ત્રણ મહીનાની સખત મજુરીની શિક્ષા અગર રૂ. ૧૫૦૦ દંડ થાય. આવું સર્ટીફીકેટ મેળવ્યા વિના જે ટ્રાન્સ-વાલમાં પ્રવેશ કરે તેને પકડી દેશપાર કરવો. અને એકવાર દેશપાર થયા પછી જો ફરીથી પ્રવેશ કરે તો તેના ઉપર ફરીયાદ માંડવી અને તે રૂઇએ તેને ૭ માસની સખત મજુરીની કેદ અગર રૂ. ૧૫૦૦) દંડ થાય ઘણાં વખત સુધી વિચાર કરી ટ્રાન્સવાલ સરકારે ઉપર પ્રમાણે કાયદો પસાર કરવાનો ઠરાવ કર્યો ટ્રાન્સવાલમાં બોર વિગ્રહ પહેલાં જે પ્રજાસત્તાક રાજ્ય હતું તેણે સને ૧૮૮૫ માં એક કાયદો કર્યો હતો. તેને આધારે કુલી આરામ, મલય અને મુસલમાનો વગેરેને નાગરિકનો મત આપવાનો હક આપવો નહીં. તેમણે જમીનના માલીક થવું નહીં, અને સરકાર ઠરાવી આપે તે લત્તામાં રહેવું વગેરે મતલબનો કાયદો હતો. પરંતુ તે કાયદાનો અમલ થયો નહેતો લડાઇ પુરી થઇ અને ટ્રાન્સવાલ

બ્રીટીશ મુલક બન્યો એટલે ત્યાંના ગોરાઓએ નવી સરકારને ૧૯૦૬ નો વિચિત્ર અને જુલમી કાયદો કરવાનો આગ્રહ કર્યો આ નવા કાયદા પ્રમાણે બધા એશીયાવાસીઓ પોતાના નામ નોંધાવવાના અને અંગુઠાની છાપ આપવાની અને સર્ટીફીકેટ લેવાનું આ ક્રિયા તુરંગવાસી પ્રજાને વાસ્તે કરવામાં આવે છે. એટલે હિન્દવાસીઓ સુધાં બધા એશીયાવાસીએ કેદીને હારમાં આવ્યા, મામલો કેવો ગંભીર છે તે ગાંધીજીના લક્ષમાં આવ્યું અને તેનું ખરૂ સ્વરૂપ બીજા હિંદીવાનો સમજ્યા, નોંધણી ઓફીસમાં જઇ નામ નોંધાવી અંગુઠાની છાપ આપવી અને તે રીતે પોતાના સ્વતંત્ર મનુષ્ય તરીકેના પ્રાથમિક હક ખોવા પોતાનો માન મરતબો વેચવો અને પોતાનું સ્વમાન ગુમાવવું કે પછી નામ નોંધાવવા ન જેવું અને જે બને તે ખરૂ અને જે સંકટ આવે તે સહન કરવું આ સવાલ તેમના આગળ ખડો થયો. ગાંધીની આગેવાની નીચે બધા હિન્દીઓ એકત્ર થયા. તેમની અને મી. અલી નામના મુસલમાન ગૃહસ્થની સરદારી હેઠળ એક મંડળ ઇંગ્લાંડ ગયું, અને ત્યાં આગળ આ સવાલ ચર્ચવા માંડયો, કે જેથી નવા કાયદા ઉપર નામદાર શહેનશાહની સહી ન થાય. પ્રથમ તો તે કાયદાના ઉપર નામદાર શહેનશાહની સહી ન થઈ, અને વ્યવસ્થા પૂર્વક રાજ્ય ટ્રાન્સવાલમાં સ્થપાય ત્યાંસુધી મુલતવી રહ્યું. મદ્રાસના માજી ગવર્નર લોર્ડ એમ્પથીલની સરદારી હેઠળ દક્ષિણ આફ્રિકામાં વસતા હિન્દીઓના લાભ સંભાળવા એક કમીટી લંડનમાં નીમાઇ, પણ આ સઘળું આખરે નકામું ગયું. ટ્રાંન્સવાલમાં વ્યવસ્થાપૂર્વકનું રાજ્ય સ્થપાયું. નવો કાયદો ઉતાવળથી લાવવામા આવ્યો, અને તેના ઉપર નામદાર શહેનશાહનો સહી શીક્કો પણ થઇ ગયો. ગાંધીએ વિચાર્યું કે જો હિંદીઓ નીચી મુછીએ આ કાયદાનો સ્વીકાર

કરશે, અને મક્કમ પગલાં નહી ભરે તો ટ્રાન્સવાલમાંથી તેમનું આવી બન્યું સમજવું. તેથી તેમણે આગેવાન હિન્દીઓ સાથે મસલત ચલાવી અને ઠરાવ કર્યો કે કાયદા વિરૂદ્ધ મક્કમપણે થવું. ૧૯૦૬ ના સપ્ટેમ્બરની ૧૧ મી તારીખે જ્હોન્સબર્ગમાં હિન્દીઓની એક મોટી સભા મળી, તેમાં ૩૦૦ હિંદીઓએ હાજરી આપી, તેમાં એવો ઠરાવ થયો કે જો આ કાયદો અમલમાં આવે તો તેની રૂઇએ કોઇએ નામ નોંધાવવા અને અંગુઠાની છાપ આપવા જવું નહી, પણ કાયદામાં જે શિક્ષા લખી હોય તે ભોગવવી. ગાંધીએ સર્વને સમજાવ્યું કે આપણા સ્વમાનની ખાતર, આપણી માણસાઇ ખાતર આપણા ધર્મની ખાતર, આપણા આત્માની ખાતર અને આપણી પ્રજાના ટેકની ખાતર સર્વેએ આ કાયદા વિરૂદ્ધ મક્કમ પણે થવું અને ભાષણોથી, લખાણોથી, અને પોતાના પ્રત્યક્ષ દાખલાથી સર્વ હિંદીઓમાં ઉત્સાહ પ્રેર્યો અને સત્યાગ્રહનો પાઠ શીખવ્યો.

**સત્યાગ્રહની લડત અને ગાંધીનો તુરંગવાસ.**

હવે એક તરફ ટ્રાન્સવાલની સરકાર અને બીજી તરફ બધા હિંદીઓ એમ સામસામી બે બાજુ બંધાઇ. સરકારને એમ ખબર હતી કે હિંદીઓ નરમ પડી જશે. પણ તેનું એવું ધારવું ભૂલ ભરેલું નીકળ્યું, અને ૧૯૦૭ ના આખરે ગાંધીએ નામ ન નોંધાવવાથી અને આંગળાંની છાપ ન આપવાથી તેમને પકડયા. બીજા કેટલાક આગેવાનોને પકડયા. અને બધાઓને તુરંગમાં દાખલ કરવામાં આવ્યા અને સખત મજુરીની શિક્ષા કરવામાં આવી. જ્યારે ગાંધીએ સાંભળ્યું કે તેમના કેટલાક મિત્રોને ૭ ૭ માસની સખત મજુરીની ટીપ વાગી ત્યારે, તેમણે માજીસ્ટ્રેટને વિનંતી કરી કે સર્વને આ કાયદાની વિરૂદ્ધ થવાનું શીખવનાર હું છું માટે મને કા દામાં કહી હોય તેટલી બધી

શિક્ષા ફરમાવવી. જ્યારે તેમણે જોયું કે મને માત્ર બે માસની સાદી શિક્ષા કરવામાં આવી છે અને બીજાઓને વધારે શિક્ષા થઇ છે ત્યારે તેમને ઘણું ખોટું લાગ્યું. આ લડતમાં એકંદર ૩૫૦૦ હિંદીઓને કેદની શિક્ષા થઇ અને કેટલાકને બબ્બે અને ત્રણ ત્રણ વાર થઇ. ટ્રાન્સવાલનાં તુરંગ હિંદીઓથી ચિકાર ભરાઇ ગયાં. તેમણે એકે અવાજે સર્વ દુઃખ ખમવા અને તુરંગમાં નિવાસ કરવા નિશ્ચય કર્યો, અને મહા પ્રયત્ન કરી ઘણા વર્ષથી ભોગવવી પડતી હરકતો દુર કરવા અને આખી દુનીઆની નજર આગળ પોતાનું માપ ટકાવી રાખવા અને પોતાનામાં કેટલું પાણી છે તે બતાવી આપવા ઠરાવ કર્યો. આ રીતે ઝઘડો શરૂ થયો. નાના અને મોટા, ગરીબ અને તવંગર સર્વ જાણે વિવાહમાં જતા હોય તેમ તુરંગમાં જવા લાગ્યા. તેથી પુરૂષો સ્ત્રીઓથી જુદા પડયા, માબાપ પોતાનાં છોકરાંથી જુદાં પડયાં. છતાં કોઈ હિંદી ના હિમ્મતથી પાછા ભાગ્યા નહીં અને કોઇ નામ નોંધાવવા ગયું નહી.

આ ઉપરાંત સરકારે કેટલાક હિંદીઓને દેશપાર કરી પોર્ટુગીઝ રાજ્યમાં થઇને હિન્દુસ્તાન મોકલી દીધા. જો કે આ લોકોને ટ્રાન્સવાલમાં રહેવાનો પૂર્ણ હક હતો, અને પાછળથી તે તેમણે સાબીત પણ કર્યો હતો. આમાંના ઘણાંએ પાસે પુરતુ સાધન પણ નહોતું, અને તેથી તેમને રસ્તામાં ઘણું દુઃખ પડયું, કેટલાકને પોતાના કુટુંબને પણ પાછળ મુકી જવુ પડયું કે જેમનું રક્ષણ ગાંધી અને તેમની બહાદુર ટોળીએ કર્યું. આ ઝઘડો એકંદરે ચાર વર્ષ સુધી ચાલ્યો. તેમાં ઘણા દુઃખદાયક બનાવ બન્યા અને જુદી જુદી હિંદની કોમોના આગેવાન જેવા કે ગાંધી, દાઉદ, મહમદ, રૂસ્તમજી જીવણજી, ઇમામ અબ્દુલકાદર, કાછલીઆ, ઇબ્રાહિમ, અસ્વત, નાયડુ અને એવા બીજા જે અતિ માનવંત પુરૂષો ગણાય છે તે સર્વને તુરંગમાં જવું પડયું.

૬૪

**ટ્રાન્સવાલની સરકાર ગભરાઇ.**

આ સર્વ સ્થિતિ જોઇ વિચારમાં પડી અને આગેવાન હિંદીઓએ ત્રણ અઠવાડીયાં સજા ભોગવી એટલે જનરલ સ્મટ નામના પ્રધાને તેમની સાથે તુરંગમાં સંદેશા ચલાવ્યા. કેટલીક મોઢાની વાતચીત થઇ અને કેટલાક લેખીત સંદેશા ચાલ્યા. તેમાં આખરે એમ ઠરાવ થયો કે જો કાયદો પાછો ખેંચી લેવામાં આવે તો હિંદીઓ પોતાની ખુશીથી નામ નોંધાવશે. જનરલ સ્મટે કેટલાક અમલદારો સમક્ષ ગાંધીને વચન આપ્યું કે કાયદો પાછો ખેંચી લેવામાં આવશે.

**પઠાણે ગાંધીને અધમૂઆ કર્યા ને ગાંધીએ બહાર પાડેલી યાદી.**

આ ઉપરથી ગાંધી નોંધણી ઓફીસે નામ નોંધાવા જવા લાગ્યા તે ઉપરથી એક પઠાણ જે ગાંધીના કહેવાથી સત્યાગ્રહની લઢાઈમાં ભળ્યો હતો તેને એમ લાગ્યું કે ગાંધીએ આખરે બાયલા બની તેમનામાં બીજાઓએ મુકેલો વિશ્વાસ ગુમાવ્યો છે, ત્યારે તેણે ગાંધી ઉપર રસ્તામાં હુમલો કર્યો, અને તેથી ગાંધી બેભાન સ્થિતિમાં રસ્તામાં પડયા. જ્યારે ભાન આવ્યું અને સાજા થયા ત્યારે તેમના મિત્રોએ કહ્યું કે તમારે તે પઠાણ વિરૂદ્ધ કામ ચલાવવું જોઇએ. પણ તેમણે તરત જવાબ આપ્યો કે પઠાણને જે ખરૂં લાગ્યું તેજ તેણે કર્યું છે, અને મારા ખરા વિચારોથી તે અજાણ્યો હતો માટેજ તેણે મારા ઉપર હુમલો કીધો છે. તેજ પઠાણને પાછળથી ટ્રાન્સવાલના કાયદાને માન નહી આપવા માટે દેશપાર કર્યો હતો. તેણે પાછળથી પોતાની ભૂલ જોઈ હતી અને ગાંધીની માફી માગી હતી.

ગાંધીએ જોયું કે સરકારે કાયદો રદ કરવાની સરતે ખુશીથી નામ નોંધાવવા જવાનું મેં માથે લીધું છે અને તેમ કરવાની બીજાઓને સલાહ આપી છે તેથી કેટલાક હિંદીઓ મારા ઉપર ગુસ્સે થયા હતા, તેથીજ પઠાણે તેમના ઉપરે સખત હુમલો કર્યો હતો. તેમણે લોકોને પ્રથમ ઘણું સમજાવ્યું, અને પોતાની મતલબ કહી બતાવી. પણ કેટલાકના ધ્યાનમાં ઉતર્યું નહીં. જ્યારે તેમને સખત ઘા વાગ્યા હતા, અને તેમાંથી પુષ્કળ લોહી નીકળતું હતું, ત્યારે જે ડોક નામના પાદરીએ તેમનું જીવન વૃતાંત લખ્યું છે તેમને ઘેર લેઇ જવામાં આવ્યા, ત્યાં તેમણે કહ્યું કે મને ટાંકા ટેભા મારવાનું કામ કરવામાં આવે તે અગાઉ મારે નામ નોંધાવવાનું કામ પુરૂં કરેવું જોઇએ. આ હુમલાથી હિંદીઓ ઉશ્કેરાયા. તેથી દર્દીની પથારી ઉપર પડયા પડયા તેમણે એક યાદી બહાર પાડી. તેમાં જણાવ્યું કે "જેમણે મારા ઉપર હુમલો કર્યો છે, તે પોતે પોતાના કૃત્યથી અજ્ઞાન જણાય છે, તેમણે એમ ધાર્યું કે હું ખોટું કામ કરવા તૈયાર થયો. તેમને જે પ્રમાણે મારા ઉપર વેર વાળવું હતું તે પ્રમાણે વાળ્યું, હું અરજ કરૂં છું કે તેમના વિરૂદ્ધ કાંઇ પણ પગલાં લેવાં નહિં.

મારા ઉપર મુસલમાનોએ હુમલો કર્યો છે, તેથી હિંદુઓની લાગણી વખતે દુખાઈ હશે. તેથી ઉશ્કેરાઇ જો તેઓ કાંઇ કરશે તો દુનીઆ સમક્ષ અને પરમેશ્વર સમક્ષ તેઓ ગુન્હેગાર ઠરશે. મારા શરીરમાંથી જે લોહી પડયું છે, તે રૂપી સીમેન્ટથી હિંદુ અને મુસલમાન બન્ને કોમ એક બીજા સાથે હમેશ માટે જોડાઇ જાય એ મારી અંતઃકરણની પાર્થના છે, અને ઇશ્વર એ મારી પ્રાર્થના

સાંભળે એમ હું ઇચ્છું છું. સત્યાગ્રહની લડાઇનો ખરો અર્થ એ છે કે પરમેશ્વર સિવાય બીજા કોઇથી લોકોએ બ્હીવું નહીં. માટે વિચારવંત હિંદીઓએ બાયલા માણસની માફક બ્હીને પોતાની ફરજ બજાવવામાં ચુકવું નહીં. રાજીખુશીથી નામ નોંધાવવાથી કાયદો રદ કરવામાં આવનાર છે, એવું વચન મળવાથી સરકારને તથા સંસ્થાનને મદદ કરવી એ દરેક ખરા હિંદીની પવિત્ર ફરજ છે.

**જનરલ સ્મટનો વચન ભંગ ગાંધીનો ફરી તુરંગવાસ,**

રાજી ખુશીથી નામ નોંધાવવાની શરતે કાયદો રદ કરવા જનરલ સ્મટે વચન આપ્યું હતું, પણ તે પ્રમાણે તેમણે ન કર્યું, અને પોતાના આપેલા વચનનો ભંગ કર્યો, અને ગાંધીએ જાહેર કર્યું કે જનરલ સ્મટે પોતાનું વચન તોડયું છે, તે ઉપરથી ફરી ઝગડો શરૂ થયો. લીધેલાં સર્ટીફીકેટ બાળી દેવામાં આવ્યાં. ફરી તુરંગમાં જવાનું થયું. ગાંધી ફરી તુરંગમાં ગયા. આ વખતે તેમને બે માસની સખત મજુરીની કેદ મળી. કોર્ટમાં તેમણે કેટલુંક ભાષણ કર્યું, અને જોખમદારી પોતાને શીર ઉપાડી લીધી, તે ભાષણનો સાર નીચે પ્રમાણે છે. "હિંદીઓને સંસ્થાનમાં દાખલ થવાની સલાહ મેં આપી છે અને તેની જોખમદારી હું સ્વીકારૂં છું. આવી સલાહ આપવામાં મેં રાજ્યનું ભલુંજ તાકયું છે. હિંદીઓને આ બાબતમાં ઉશ્કેરણી કરનાર હું છું, અને તેનું જોખમ વહોરી લેવા હું તૈયાર છું. નામ નોંધાવવાનું સર્ટીફીકેટ નહિ લાવવા અને અંગુઠાની છાપ નહિ આપવાના ગુન્હા માટે મારે કેટલોક ખુલાસો કરવો જોઇએ! કારણ કે હું આ કોર્ટનો એ અમલદાર છું. સરકાર અને હિંદીઓ

વચ્ચે મતભેદ છે અને હિંદીઓના મંડળનો હું મંત્રી છું, અને સંપુર્ણ વિચાર કર્યા પછીજ મેં આપી છે, આ કાયદાથી મારૂં અને બધા એશીઆ વાસીઓનું અંતઃકરણ કકળી ઉઠયું છે, અને તે પ્રત્યે અમારી વિરૂદ્ધ લાગણી દર્શાવવાનો ઉત્તમ માર્ગ અમે તે કાયદામાં બતાવેલી શિક્ષા ખમવી એ ગ્રહણ કર્યો છે, અને તેને આધારે હિંદીઓને બધી સલાહ આપવાનું અને સરકાર આપેલું વચન પાળે ત્યાં સુધી કાયદા સામે થવાનું મેં શીખવ્યું છે, અને હવે હું કોર્ટ સમક્ષ શિક્ષા ખમવા ઉભો છું. એજ ગુન્હા માટે હું ફરી કોર્ટ સમક્ષ આવીને ઉભો છું. તે મારૂં કમ ભાગ્ય છે. મેં જાણી જોઇને ઈરાદા પૂર્વક ગુન્હો કર્યો છે. મેં મારી ચાલ ચલગત બરાબર તપાસી છે, અને બીજા હિંદીભાઇઓ મારી વાત કબુલ કરે કે નહિ તેનો વિચાર કર્યા વિના રાજ્યના શહેરી તરીકે, અંતઃકરણના હુકમને માન આપનાર તરીકે, કાયદામાં ફરમાવેલી સજા મારે ખમવી જોઇએ. હું જે રીતે ચાલું છું, તે જો કોઇરીતે ગુન્હો ગણાતો હોય તો હું ઘણો મોટો ગુન્હેગાર છું. મારા બીજા જાતી ભાઇઓને જેટલી શિક્ષા કરવામાં આવી છે તેટલી પુરે પુરી શિક્ષા મને કરવા હું કોર્ટને અરજ કરૂં છું." આ ઉપરથી સ્પષ્ટ જોઈ શકાય છે કે ગાંધી બીજાઓ શું ધારશે તે ઉપર આધાર ન બાંધી પોતાના આત્માને પુછી ત્યાંથી જે હુકમ મળે તે કરવા તૈયાર થતા અને પુરે પુરી શિક્ષા અને જોખમદારી લેવા પાછા પડતા નહિ.

**સત્યાગ્રહ અથવા શાંત અવરોધ ઉપર**

સત્યાગ્રહ અથવા શાંત અવરોધ એનો બરાબર અર્થ અને એનું ખરે ખરૂં રહસ્ય આપણે જાણવું જોઇએ. હિંદુસ્તાન દેશમાં તેનો અર્થ પુરાતન કાળથી જાણીતો છે. હિરણ્યક-

ગાંધીના વિચાર. સ્યપ નામના દૈત્ય રાજાને ઘણો ગર્વ થયો હતો, તેણે આખા રાજ્યમાં આણ ફેરવાવી કે કોઇએ રામનું નામ લેવું નહિ, પણ મારૂં નામ ભજવું. તેનો દિકરો પ્રલ્હાદ હતો? તેણે તેના બાપની આજ્ઞા પોતાના અંતઃકરણ વિરૂધ હોવાથી તે પાળવાની ના પાડી તેથી તેના ઉપર તેના બાપે ઘણો જુલમ વરસાવ્યો, પણ તેથી પ્રલ્હાદ ઉપર કંઇ અસર થઇ નહીં, તેણે તો રામ નામ લીધા કર્યું અને આખરે પરમેશ્વર તેની મદદે આવ્યા. હરિશ્ચંદ્ર રાજાની વાત સર્વ હિંદુઓ જાણે છે. તેણે સત્યની ખાતર પોતાનો ટેક છોડયો નહિ અને ઘણાં સંકટ સહન કર્યાં, અને પોતાના સ્ત્રી પુત્રને વેચ્યાં અને પોતે પણ ભંગીને ત્યાં વેચાયો. તેણે પોતાના અંતઃકરણનો ટેક ન છોડયો આખરે તેની મદદે પણ શ્રી હરી આવ્યા. આ સત્યાગ્રહને ગાંધીએ બરાબર સમજાવ્યો છે. તેમણે યુરોપીયનો સમક્ષ એક ભાષણ ૧૯૦૯ની સાલમાં ટ્રાન્સવાલમાં આપ્યું હતું, અને નીચેના શબ્દોમાં સત્યાગ્રહનું સ્વરૂપ બતાવ્યું હતું. સત્યાગ્રહ અથવા "શાંત અવરોધ એ શબ્દ બરાબર નથી, છતાં જેઓ તે પ્રમાણે વર્તે છે, તેમના તરફથી એ શબ્દ વપરાય છે. ખરી રીતે તો તેનો અર્થ આત્મબળ એમ કરવો જોઇએ. મનુષ્ય જાતી જેટલા કાળથી ચાલી આવે છે તેટલા કાળથી તે શબ્દ ચાલ્યો આવે છે. ઉગ્ર અવરોધ જ્યારે કહીએ ત્યારે તે શરીર બળના નામથી ઓળખાય છે. ઈસુ ખ્રીસ્તી, ડેનીઅલ, સોક્રેટીસ, એઓએ આત્મબળ સરસ રીતે બતાવ્યું હતુ. એ સર્વ ગુરૂઓએ આત્મબળ આગળ શરીર બળને તુચ્છ ગણ્યું હતું. રશીઆના કાઉન્ટ ટોલસ્ટોયે ઘણી અચ્છી રીતે આત્મબળનો સિદ્ધાંત કહી બતાવ્યો છે, અને તેણે તે પ્રમાણે અમલ કર્યો હતો. યુરોપમાં આત્મ

બળનો સિદ્ધાંત સમજાયો છે. પુર્વે ઘણા જુના વખતથી હિંદુસ્તાનમાં તે સમજાવ્યો હતો અને તે પ્રમાણે વર્તન થયું હતું. શરીર બળ કરતાં આત્મબળ ઘણીજ રીતે ચઢીઆતુ છે તે સજમવું મુશ્કેલ નથી. પોતાની હરકતો અને ફરીઆદો દુર કરવા સારૂ જો લોક આત્મબળનો ઉપયોગ કરે તો હાલનું ઘણું દુઃખ કમી થાય. આત્મબળ વાપરવાથી કોઇ બીજાઓને દુઃખ થતું નથી ? પણ જો તે બળનો દુરોપયોગ કરે તો તેથી નુકસાન તેમ કરનારને છે, સામા ધણીને નથી. સદગુણનો બદલો જેમ સદગુણ છે તેમ આત્મબળનું સમજવું. આત્મબળ વાપરનારાની કદાપી હાર થતી નથી. 'જુલમની સામે થશો નહિ' એ કહેવતનો અર્થ એ છે કે જુલમનું ઔષધ જુલમ નથી પણ ભલાઈજ છે. બીજા શબ્દોમાં કહીએ તો શરીર બળની વિરૂદ્ધ શરીરબળ વાપરવું નહીં, પણ આત્મબળ વાપરવું.

હિંદુસ્તાનની ફીલસુફીમાં તેજ વિચાર એ રીતે દર્શાવ્યો છે કે કોઈપણ જીવને નુકસાન પહોંચાડતાં વેગળા રહેવું. આ સિદ્ધાંત વાપરનારા પોતાની જાત ઉપર શરીરબળ વાપરે છે પણ બીજા ઉપર નહીં. પણ એટલી વાત તો સિદ્ધ છે કે આ પ્રમાણે કરવાથી દુનીયામાં દુઃખનો સરવાળો વધારે થાય છે. આ પ્રમાણે હોવાથી આત્મબળના સિદ્ધાંતવાળાઓએ પોતાના નશીબમાં શરીર દુઃખ વહોરી લેવું. અને આખરે તેજ દુઃખ તેમના મનથી આનંદથી વસ્તુ થઇ પડે છે, આ ઉપરથી સાબીત થાય છે કે શરીરબળ કરતાં આત્મબળ ઘણું ચઢીઆતું છે, અને તે વાસ્તે વધારે હિમ્મત જોઇએ શરીરબળ અને આત્મબળ વચ્ચે વચલો માર્ગ નથી. આત્મબળ વાપરનારાઓએ બે સરત કબુલ રાખવાની છે. એક તો શરીર કરતાં

આત્મા જુદો છે અને બીજું શરીર કરતાં તે વધારે ચઢીઆતો છે. તોજ તે તેનો બરાબર ઉપયોગ કરી શકે. આ પ્રમાણે માન્યતા રાખવી તે કાંઇ બુદ્ધિથી નહી, પણ માત્ર આસ્થાથી થાય છે."

એક વખત તામીલ કોમ પાસે ગાંધીએ એક ભાષણ આપ્યું હતું. તેમાં તેમણે નીચેના વિચારો દર્શાવી તેમને ઉત્સાહ આપ્યો હતો. "યાદ રાખવું જોઇએ કે આપણે પ્રલ્હાદ અને સુન્ધવાના વંશના છીએ. તેઓ બન્ને સત્યાગ્રહી હતા, અને પરમેશ્વરનો ઇનકાર કરવાનું કહેતાં તેઓએ પોતાના માબાપોનું કહ્યું પણ માન્યું નહોતું. પોતાને દુઃખ દેનારાઓને દુઃખ આપવું તેના કરતાં તેઓએ પોતે અત્યંત દુઃખ ખમ્યું હતું. આપણને પણ ટ્રાન્સવાલમાં ઇશ્વરનો ઇનકાર કરવાનું કહેવામાં આવે છે, અટલે કે આપણા મનુષ્યત્વનો ઇનકાર કરવાનું કહેવામાં આવે છે. આપણી પ્રતિજ્ઞાની વિરૂદ્ધ જવાનું કહેવામાં આવે છે અને આપણી પ્રજાને થતું અપમાન સ્વીકારવાનું કહેવામાં આવે છે. આવા સંકટના સમયે શું આપણે આપણા પૂર્વજોથી કમી દરજ્જે આવીશું?" ગાંધી એમ માને છે કે જેઓનું મનુષત્વ ઘણું ખીલ્યું હોય અને જેઓ તદન નિડર છે [illegible] સત્યાગ્રહની લડતમાં સારો ભાગ લેઈ શકે. સ્ત્રીઓ તેમજ છોકરાઓ અને છોકરીઓ જેઓને પાકી સમજણ થઇ હોય તેઓ પણ સત્યાગ્રહી થઇ શકે. આ લડત ચલાવવા કાંઇ ઝાઝા મનુષ્યોની જરૂર નથી. થોડા મુઠીભર માણસો અગર એક માણસ પણ સત્યાગ્રહની લડત ચલાવી શકે અને હાલના લડત ચલાવનારા જો એક પછી એક ખરી પડશે તો હું એકલો તે ચાલતું રાખીશ. શરીરે સશક્ત હોય અગર ન હોય તેવા મનુષ્યો પણ આ લડત ચાલતી

રાખી શકે. સત્યાગ્રહી થવું હોય તો શરીરને કસવાની કે ડીલ શીખવાની પણ જરૂર નથી. બંધુકો કે તોપ ફોડવાનું શીખવાની પણ જરૂર નથી. જેઓએ પોતાના ઉપર કાબુ મેળવ્યો છે તેઓથી મોટા રાજાઓ પણ બ્હીએ છે. દારૂગોળા અને ગોળીઓ સત્યાગ્રહીને હરાવી શકાતી નથી. તેમની વ્યાજબી માગણીઓનો સ્વીકાર કરવો પડે છે. પ્રજાના ઉમદા હેતુઓ અને આશાઓ બર લાવવા વાસ્તે સત્યાગ્રહ એક અકસીર ઇલાજ છે.

સરકારના જુલ્મી અને એકતરફી કૃત્યોનો વિરોધ મારફાડ કરતાં સત્યાગ્રહના હથીયારેથી વધારે દર્શાવાય છે. સત્યાગ્રહ ચારે બાજુની તરવાર છે, અને તેને ગમે તે રીતે વાપરી શકાય છે. એક લોહીનું ટીપું રેડયા વિના એવી તરવાર વાપરનારને પણ ભલુ થાય છે, અને જેના પ્રત્યે તે વાપરે છે તેનું ભલુ થાય છે, અને તેનું પરિણામ ઘણું સારૂ આવે છે. તે તરવાર કટાતી નથી અને ચોરાતી પણ નથી. સત્યાગ્રહીઓ વચ્ચે સ્પર્ધા થવાથી તેઓ થાકી જતા નથી. તે તરવારને રાખવાને મ્યાનની જરૂર નથી અને તેને કોઇ જોર જુલમથી લેઇ શકતું પણ નથી, કેટલાક કહે છે કે નબળા મનુષ્યો શાંત અવરોધ અથવા સત્યાહનું હથીયાર ગ્રહણ કરે છે. પણ તેમ નથી. હમણાં સૈનિકને જેટલી હિમ્મતની જરૂર છે, સૈનિકને તો તાત્કાલિક જુસ્સાથી હિમ્મત આવે છે, પણ સત્યાગ્રહીને તો સતત અને ચાલુ હિમ્મત હોય છે. કેટલાક કહે છે કે હાલના સમયમાં સત્યાગ્રહની લડત ચલાવવી મુશ્કેલ છે. પણ એવું કહેનારા ખરી હિમ્મત કોને કહેવી તે સમજતા નથી. ગીતામાં પણ અર્જુનને નિડરપણું શીખવ્યું છે. હિંદુસ્તાનમાં મારફાડ અને ખુનામરકી કરીને

જો સ્વતંત્રતા મેળવવાની હોય તો તે સ્વતંત્રતામાં ગાંધીને ભોગ જોઇતો નથી. હિંદુસ્તાનની માફક કોઇ દેશ આત્મબળ વાપરી શકે એમ નથી. ઇંગ્લંડની મતાભિલાષી સ્ત્રીઓ મારફાડ કરે છે, તે ગાંધીને પસંદ નથી કારણ કે તેઓ તો શરીરબળ સામું શરીરબળ વાપરે તે પણ તેથી ઉત્તમ જાતનું આત્મબળ વાપરતી નથી. જો હિંદુસ્તાન પોતે ધર્મ આપનાર અને ધર્મ શીખવનાર તરીકેનો પોતાનો દરજ્જો છોડી દે નહી તો હિંદ અને ઇંગ્લાંડના થયેલા જોડાણથી બન્નેને ફાયદો થાય, જો દુનીઆ આત્માના અસ્તિત્વને માનતી હોય તો શારીરિક બળ કરતાં આત્મબળ ચઢીઆતું છે એમ માનવું જોઇએ. પ્રેમનો સિદ્ધાંત એવો છે કે તેથી મોટા પર્વત પણ ડોલે છે. માટે આવા પવિત્ર કાયદા પ્રમાણે ચાલવું એજ જોખમદારી આપણે માથે છે. તેનું શું પરિણામ આવે છે તે આપણે જોવાનું નથી, "

**સત્યાગ્રહ ઉપર થોડુંક વિશેષ.**

ટ્રાન્સવાલમાં હિંદીઓએજ સત્યાગ્રહની લડત ચલાવી પોતાના ઉમદા ગુણો અને ટેક આખી દુનીયા સમક્ષ બતાવ્યાં છે, તે સંબંધી આપણે થોડુંક વિશેષ જાણી લઇએ. આ લડતમાં હિંદીઓએ જે આત્મભોગ આપ્યો, અને પોતાની વહાલામાં વહાલી ચીજોનો ત્યાગ કર્યો તેની અસર ગોરાઓ ઉપર થયા વિના રહી નહી. હિંદીઓ વિરૂદ્ધ જે લાગણી હતી તે ઓછી થવા લાગી. કેટલાક ગોરા જે વિરૂદ્ધ હતા તે સહાનુભૂતી દર્શાવવા લાગ્યા અને કેટલાકે હિંદીઓની તરફદારી કરી. આ લડતથી એક મોટો ફાયદો એ થયો કે ટ્રાન્સવાલના હિંદીઓ

પરદેશીઓ સમક્ષ પોતાનું સ્વમાન કેમ જાળવવું તે શીખ્યા, હિંદુસ્તાનમાં હિંદીઓ દરેક પરદેશી સાથેના પોતાના સમાગમમાં સ્વમાન જાળવવાનો દાખલો ટ્રાન્સવાલના હિંદીઓ પાસેથી શીખે એમ આપણે ઇચ્છીએ છીએ. જે રાજ્ય પોતાની હલકામાં હલકી રઇતના પણ લાભ જોયા વિના અન્યાયી અને જુલ્મી કાયદા કરે છે તેને બીજી પ્રજાઓ સમક્ષ નીચું જોવાનું થાય છે, દક્ષિણ આફ્રિકાના વડા કમીશનર લોર્ડ સેલ્બોર્ને પણ સખ્ત ટીકા કરી હતી. તેણે કહ્યું હતું કે "અન્યાય અને જુલમ એવા છે કે બળતા લોઢાના સળીયા માફક જુલમ ખમનાર અને જુલમ કરનાર બન્નેના ચારિત્ર ઉપર અસર કરે છે. જુલમ કરનાર ઉપર તેની અસર હમેશાં ખરાબ થાય છે. તે વધારે દુષ્ટ બનતો જાય છે. ઇશ્વર તરફ તથા પોતાના જાતી બંધુ તરફની પોતાની જોખમદારી તે વધારે ભૂલતો જાય છે. માણસ વાવે છે તેવું લણે છે, અને જુલમ કરનારને એક દીવસ બરાબર બદલો મળે છે. જુલમ ખમનારના ચારિત્ર ઉપર પણ અસર થાય છે. પોતાની નબળાઇથી તે જુઠો બનતો જાય છે અને વેર ક્યારે લેવાય તે ગોખતો રહે છે. તેની સાથે તેનામાં ઉમદા ગુણો આવે છે. જેમ રાજદ્વારી અને સામાજીક દબાણ થાય છે તેમ તેમ તે સંપ વધારતો જાય છે. એનામાં દ્રઢતા એટલે સુધી વધે છે કે તે સદગુણ ગણાય છે, અને પોતાના જાતીભાઇઓ વાસ્તે અત્યંત આત્મભોગ આપવાને તે શક્તિમાન થાય છે." ટ્રાન્સવાલનો માર જો હિંદુઓએ મુગે મોઢે ખાધો હોત તો નાતાલ, કેપકોલોની અને બ્રિટીશ રાજ્યનાં બીજાં સંસ્થાનોએ પણ એવાજ કાયદા કર્યા હોત અને હિંદીઓને હાંકી કાઢ્યા હોત. ટ્રાન્સવાલના હિંદીઓએજ સ્થિતિ બગડતી બચાવી છે. હિંદુસ્તાનમાં ઘણા એવા છે કે જે

આ ઝઘડાંનું ખરૂં સ્વરૂપ સમજી શકતા નથી. જે વિચિત્ર સ્થિતિમાં હિંદીઓ ટ્રાન્સવાલમાં છે, તે જોતાં કોઇ ઉપાય લેવાય એમ હતુંજ નહી અને તેમ કરી તેમણે હિંદની ખરેખરી સેવા બજાવી છે. આ ઝગડો તેમણે ચાર વર્ષ ચલાવ્યો છે અને તે હજુ પણ ચલાવે છે. જ્યાં સુધી તેમથી માગણીઓ સંભળાશે નહી અને તેમના મનુષ્ય તરીકેના નાગરીકના હક જળવ.શે નહિ ત્યાં સુધી આ સત્યાગ્રહની લડત ચાલશે અને ભવિષ્યમાં જ્યારે જ્યારે સત્યાહની લડત ચાલશે ત્યારે ત્યારે ગાંધીના પવિત્ર નામનું સ્મરણ થશે. કારણ કે તેના પ્રેરનાર અને યોજનાર તેઓજ છે. દક્ષિણ આફ્રિકાના હિંદીઓને લડતથી તે સવાલ હવે સામાન્ય રાજ્યદ્વારી લડતનો રહ્યા નથી પણ બ્રિટીશ શહેનશાહી સવાલ થઇ પડયો છે. જુના મરડી વાળી ભારે લડાઇઓમાં જીતીને જે યોદ્ધાઓ ઘેર આવે છે, ત્યારે તેમને ભારે આવકાર મળે છે, તેમજ આ સત્યાગ્રહની લડાઇમાં ઝંપલાવનારી ટોળીએ અપુર્વ કીર્તી સંપાદન કરી છે. જે બોર લોકોએ અંગ્રેજો સાથેના વિગ્રહમાં અતિશે શૌર્ય બતાવ્યું છે. તેઓ જો હિંદીઓનાં બીજી રીતનાં અને બીજી દિશાનાં શુરાતનની કદર કરશે નહી તો તેમની કીર્તિને ઝાંખ લાગશે. સૈનિકે માફક સત્યાગ્રહની લડત લઢનારા પોતાનું મૃત્યુ પોતાના હાથમાં લઇને ફરે છે. ગાંધી એકંદરે ત્રણ વખત તુરંગમાં ગયા અને હજુ જવા તૈયાર છે. પોતાના કુટુંબનું શું થશે અને તેમનો નિર્વાહ શી રીતે થશે તેનો ગાંધીને ફરજ બજાવતી વખતે કે તુરંગમાં જતી વખતે વિચાર સરખો પણ આવતો નથી, અને તેમને ઇશ્વરને સોંપે છે. સંકટ સમયે વાસ્તે ગાંધીએ કંઇ દ્રવ્ય બચાવી રાખ્યું નથી કારણ કે " ફીનીક્સ ફાર્મ " સ્થાપવામાં અને " ઇન્ડીઅન ઓપીનીઅન " ચલાવવામાં

તેઓએ સર્વસ્વ આપી દીધું છે. દુનીયાદારીવાળા માણસોને જે વિચાર થાય છે તે તેમને થતા નથી. જ્યારે તેમને લાગે છે કે ફરજ બજાવવી જોઇએ અને હવે તુરંગમાં જવાનો વખત આવ્યો છે ત્યારે તેઓ પાછા પડતા નથી, તેમની માફક દાઉદ, કાછલીઆ અને બીજા આગેવાનોએ પણ ફરજને મુખ્ય ગણીને ઘણીવાર તુરંગની સેવા કરી છે, અને દુનીયાના લાભ તરફ નજર સરખી પણ કરી નથી. તે લોકો જે ધંધા કરે છે તેનાં નાણાં યુરોપીઅન શરાફો ધીરે છે, અને યુરોપીઅન શરાફો તેમને ફરજ અદા કરતાં અટકાવવા નાણાંની માગણી કરે અને તે ન ભરે એટલે ધંધો માર્યો જાય. આવી સ્થિતિ છતાં તે આગેવાનોએ બિલકુલ દરકાર કરી નથી અને અત્યારે તેઓ અત્યંત ગરીબ સ્થિતિમાં આવી પડયા છે.

જ્યારે પુરૂષો તુરંગમાં જાય ત્યારે તેમની સ્ત્રીઓએ શાકભાજી અને ફળફળાદિ વેચીને ગુજારો કર્યો હતો અને પોતાના પતિઓને લડત ચાલુ રાખવા ઉત્તેજન આપ્યું હતું. શ્રીમતી રંભાબાઇ સોઢા નામની બાઇએ ટ્રાન્સવાલની હદ ઓળંગવા વાસ્તે તેના ઉપર ફરીઆદ થઇ હતી અને તે હિમ્મતવાન બાઇ પાછી પડી નહોતી. છોકરા અને છોકરીઓ પણ પોતાથી બને તે હિસ્સો આ લડતમાં આપી રહ્યાં છે. કેટલીક વખત કેટલાક હિંદીઓ હિમ્મત હારી જાય છે, અને યુરોપીયન શરાફોનો ગુસ્સો સહન કરી શકતા નથી તેઓ પાછા પડે છે. છતાં તેઓ લડત વાસ્તે જે દ્રવ્ય જોઇએ તે આપ્યાં જાય છે. સત્યાગ્રહીઓ મોટે ભાગે વેપારી અને ફેરીઆ હોય છે. કેટલાક સત્યાગ્રહી લડત શરૂ થયા પહેલાં મોટા બંગલાઓમાં રહેતા, ગાડી ઘોડાઓમાં ફરતા અને એશઆરામ ભોગવતા. તેઓ સઘળા

ફરજ બજાવવાનો વખત આવતાં તુરંગમાં જવા અને ત્યાંનાં સંકટ વેઠવા તૈયાર થયા હતા. જે જનરલ સ્મટે વચનભંગ કર્યો હતો, તેણે પોતે હિંદીઓનાં તેમના સંપ અને હિમ્મત વાસ્તે વખાણ કર્યાં હતાં. "ટ્રાન્સવાલ લીડર" નામનું પત્ર જે હિંદીઓની વિરૂદ્ધમાં હતું તેણે પણ ૧૯૦૯ના ડીસેમ્બરની ૨૩ મી તારીખના અંકમાં ટ્રાન્સવાલ સરકારને સલાહ આપી હતી કે જે કાયદાથી પોતાનું અપમાન થયેલું હિંદીઓ માને છે તે સંબંધમાં હવે સરકારે ઝાઝું ખેંચી પકડવું નહીં જોઇએ. જ્યારે ગાંધી પહેલીવાર પકડાયા બે પહેલાં તેમને કહેવામાં આવ્યું કે તેમનું નાનું બાળક ઘણું બીમાર છે, અને તેને બચાવવા વાસ્તે તેમણે ફીનીક્ષ જવું જોઇએ ત્યારે તેમણે જવાબ આપ્યો કે હાલ મારી ફરજ જહોન્સબર્ગમાં છે અને ત્યાં મારી કોમ ને મારી જરૂર છે અને બાળકની જીંદગી ઈશ્વરને સ્વાધીન કરવામાં આવે છે. તેવીજ રીતે તેઓ બીજીવાર તુરંગમાં ગયા ત્યારે તેમની પત્નીની ગંભીર બીમારી સંબંધી તેમને તાર મળ્યો અને કોર્ટમાં માજીસ્ટ્રેટે કહ્યું કે જો તમારે દંડ ભરી છુટા થઈ તમારી પત્નીની સારવારમાં જવું હોય તો જાઓ. ફરી પણ તેમણે ના પાડી અને કહ્યું કે મારી કોમને ઉત્સાહ આપનાર હું છું ત્યારે મારા જવાથી પરિણામ મોળું પડી જાય. તેમનો મોટો દીકરો હરીલાલ પણ સત્યાગ્રહી તરીકે તુરંગમાં ગયો હતો અને વળી બીજો નાનો ૧૭ વર્ષનો દીકરો મણીલાલ છે તેને પણ ગાંધીએ ટ્રાન્સવાલમાં સાથે રાખ્યો છે કે જેથી તે પણ તુરંગની જીંદગી ભોગવી કઠણ થાય.

બીજા બધા ગુણોમાં સૌથી વધારે ચઢીઆતો ગુણ જે સત્યા

સત્યાગ્રહીમાં કેવા ગુણ જોઇએ.

ગ્રહીઓમાં અવશ્ય જરૂરનો છે તે સત્યને વળગી રહેવું તે છે. જો આ ગુણની ગેરહાજરી હોય તો ક્યારની તેમની લડત પડી ભાગી હોત. જે દેશમાં હરિશ્ચંદ્રરાય જેવા સત્યપાલક મહાપુરૂષો થઇ ગયા છે, અને જેઓની કથાઓ હજારો હિંદુઓ ભાવપૂર્વક દરરોજ સાંભળે છે તે દેશમાં સત્ય ખાતર પ્રાણ આપનાર પુરૂષોની ખોટ સંભવે નહીં કર્નલ સીમેન નામના એક યુરોપીઅને પોત્તાની મુસાફરીમાં જોયું છે કે હિંદસ્તાનમાં એવા ઘણા માણસો મળી આવે છે. કે જેઓ માલમતા અનેજીંદગી સુદ્ધાંત સત્યને ખાતર આપવા તૈયાર થાય છે, પ્રોફેસર મેક્ષમુલ્લરે પણ એજ અભિપ્રાય આપ્યો છે કે હિંદ દેશમાં કંઇ પણ જોખમે સત્ય બોલનારા અને સત્ય ગ્રહણ કરનારા માણસો રહે છે એટલે તે દેશ ફરી દુનીઆના દેશોમાં માનવંત જગા પ્રાપ્ત કરશે. અને તે ગુણ હિંદીઓ ધરાવે છે તે ટ્રાન્સવાલના હિંદીઓએ હાલ બતાવી આપ્યું છે. સત્યાગ્રહીઓમાં બીજો ગુણ નાડરપણાનો જોઇએ. પોતાના કૃત્યથી જે પરિણામ આવી પડે તે સહન કરવા અને જે શિક્ષા થાય તે ભોગવવા તેમણે કોઇપણ જાતનો ડર રાખવો નહી એ જરૂરનું છે. જે માણસો સંસારમાં રચ્યાપચ્યા હોયજેમના વિચારો જેમ તેમ કરી દુનીઆમાં સુખ શાંતીથી રહેવું એવા હોય અને જે પોતાના ખાનગી લાભોનો ભોગ જાહેર સેવા ખાતર આપી શકતા ન હોય તેવા માણસો કદિ સત્યાગ્રહી થઇ શકેજ નહીં. સત્યાગ્રહ એટલે આત્મભોગ–અર્થાત્ દુનીઆમાં જે ચીજ વહાલી લ.ગે છે તેનો ત્યાગ, સત્યાગ્રહ એટલે પોતાને ભોગે પોતાની પ્રજાની સેવા એ છે. પોતાનામાં સ્વાર્થ ત્યાગ બરાબર

ખાત્યો ન હોય તે નીડર થઇ શકે નહી અને તેથી તે સત્યાગ્રહી પણ ન થઇ શકે. આ પુસ્તકના પહેલા પાન ઉપર શ્લોક ટાંકયો છે. તે ભર્તુહરીના-નીતિ શતકમાંથી લીધેલ છે. ભર્તુહરી સત્યાગ્રહી કેવો હોવો જોઇએ તેનું બરાબર વર્ણન કરે છે.

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु,
लक्ष्मी समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरेवा,
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

અર્થ:—દુનીઆદારી પુરૂષો વખાણ કરે કે નિંદા કરે, દ્રવ્ય પુષ્કળ આવે કે નાશ થાય, મૃત્યુ આજ થાય કે યુગ પછી થાય પણ વીર પુરૂષો ન્યાયને રસ્તેથી પાછા ફરતા નથી. તેવીજ રીતે ટ્રા-સવાલના સત્યાગ્રહીઓએ ખાનગી લાભ જોયો નથી, પોતાનો કે કુટુંબનો, વિનાશ, થશે કે નહી તે તરફ લક્ષ આપ્યું નથી, અને તુરંગના દુઃખના ભયથી પાછા ફર્યા નથી. તેમને જે માર્ગ પોતાના ધર્મ પ્રમાણે યોગ્ય લાગ્યો તેથી ડાબા જમણી નહી જોવામાં તેમણે કોઇની નિંદાની કે કોઇનાં વખાણની અપેક્ષા રાખી નથી. તેઓને ગાંધીના વચન ઉપર અપૂર્વ શ્રદ્ધા છે અને અન્યાયી કાયદાને તાબે થવામાં ધર્મ બંધન આડે આવે છે તેમ તેઓ માને છે. સત્યાગ્રહીમાં ત્રીજો ગુણ એ જોઇએ કે તેઓએ ગરીબાઇમાં રહેવાની પ્રતિજ્ઞા લીધેલી હોવી જોઇએ. ઇતિહાસ વાંચતાં જણાય છે કે જેઓએ નામ કર્યાં છે, તે સર્વ સ્વાર્થ ત્યાગી હતા. મહાત્મા બુદ્ધ અને મહાવીરે શક વર્તાવ્યો, તેઓએ પ્રથમ પોતાનું રાજપાટ સર્વસ્વ તજી સત્ય

શોધી કહાડયું, અને બીજાઓને શિખવ્યું અને અત્યારે હજારો તે-મના દાખલાનુ અનુકરણ કરે છે આ જડવાદના જમાનામાં પણ આપણે એવા સંન્યાસી ફરતા જોઇએ છીએ કે જેઓએ સર્વસ્વનો ત્યાગ કરી ગરીબ અવસ્થામાં રહેવાની પ્રતિજ્ઞા કરી હોય છે. જેટલો આત્મભોગ હિંદીઓએ આપ્યો છે અને મહાન પ્રસંગે સંકટ સહન કરી દ્રઢતા બતાવી છે તેવો દાખલો બીજી કોઇ પ્રજામાંથી મળી આવવો મુશ્કેલ છે. જે માણસોને જીંદગીની જરૂરીઆતો ઘણી થોડી હોય છે અને તે જરૂરીઆતો સહેલાઇથી મેળવી શકે છે તેઓને ગરીબાઇમાં રહેવાને ઘણું મુશ્કેલ નથી. આજકાલ પાશ્ચાત્યોનું અનુ-કરણ કરી હિંદવાસીઓ પોતાની જરૂરીઆતો ઘણી વધારે છે અને અને જડવાદનું સેવન કરે છે, પણ સારા ભાગ્યે હિંદુસ્તાનમાં એવા ખર્ચાળુ પુરૂષો ઘણા નથી યુરોપીયનોના ખર્ચાળુ રીતરીવાજો અને ખર્ચાળુ સંસ્થાઓ જો હિંદીઓ દાખલ કરશે તો તેઓ પોતાના પૂર્વજોના શિક્ષણની વિરૂદ્ધ જઇ જડવાદમાં સપડાઇ જશે. જો તેમ થશે તો ધર્મની અને નીતિની ભાવના જે ઉચ્ચ શિખર ઉપર હજી હિંદમાં છે તે મંદ પડશે અને તેઓની દરેક રીતે અધોગતિ થશે. ગાંધી અને તેમના ગોઠીઆઓ જેઓએ પોતાના દેશની ખાતર ગરીબાઇનો માર્ગ સ્વીકાર્યો છે તેનું કારણ અસલના રૂષિ મુનીઓના શિક્ષણનો પ્રભાવ છે. કોઇ પણ દેશની ઉન્નતિનો આધાર તેના રહેવાસીઓના નિઃસ્વાર્થ કૃત્ય ઉપર હોય છે અને તેવા પુરૂષો જેમ વધારે હોય તેમ વધારે સારૂ. ગાંધી માને છે કે જે લોકો સાદી જીંદગી ગાળે છે, સાદા અને જાડા ખોરાકથી સંતોષ માને છે, તેઓ જ પ્રજાનું ભલું કરી શકે છે. ખાવાપીવામાં ઇંદ્રીઓને વશ થઇ જે લોકો મોજ મઝા ઉડાવે છે તે લોકો બાયલા બને છે અને હિંદુસ્તાન

જેવા ગરમ દેશમાં તો વિશેષ બાયલા બને છે. કામ કરવામાં પણ હમેશાં હાથે કામ કરવું સારૂં છે અને બની શકે તો બીજા પાસે પાસે ન કરાવવું એ ઉત્તમ છે. ઉપલા ત્રણ ગુણ સત્યાગ્રહીમાં જોઇએ એમ ગાંધી કહે છે. તે ઉપરાંત બ્રહ્મચર્ય પાળવું જરૂરનું છે. જે લોકો બ્રહ્મચર્ય પાળે છે તેઓ પોતાની ઇંદ્રીઓ અને પોતાની વાસનાઓને ઓછા તાબે થાય છે અને પોતા ઉપર વધારે કાબુ રાખી શકે છે. હિંદુસ્તાન દેશ ખરા બ્રહ્મચારીઓનું ધામ છે. ત્યાં તેઓ જ્યાં ત્યાં માલમ પડે છે, ખરો બ્રહ્મચારી હોય તેનામાં ઉપલા ત્રણ ગુણ જેવા કે સત્ય ગ્રહણ, નિડરપણું અને ગરીબાઇની પ્રતિજ્ઞા સહજ જોવામાં આવે છે. આવા પુરૂષો સત્યાગ્રહી થઇ શકે, જેઓ તેમના સમાગમમાં આવે છે તેમને ગાંધી આ પ્રમાણે પાઠ આપે છે, પોતાના દીકરા હરીલાલ અને મણીલાલને વારંવાર તુરંગવાસી થવું પડયું છે, અને તેઓ પોતાના પિતાના પગલે ચાલે છે. તેઓને ટ્રાન્સવાલમાં દાખલ થવાનો કાયદા પ્રમાણે હક નથી છતાં તેઓ ત્યાં દાખલ થઇ તુરંગવાસી થાય છે અને સત્યાગ્રહી બને છે. એમ કહેવામાં આવે છે કે મણીલાલ બ્રહ્મચારીજ રહેવાનાજ છે, ગાંધીના દાખલાના અનુકરણ જલદી થાય છે. મી. રોયેપન બી. એ. જે બેરીસ્ટર છે અને ધર્મે ક્રીશ્ચઅન છે તેમણે પણ વકીલાત કરવાની ના પાડી હતી અને તેને પરવાના વિના ફેરણી કરવા વાસ્તે પકડયો હતો. તેણે ગરીબાઇમાં રહી પોતાની માતૃભૂમિની સેવા કરવાનું સ્વીકાર્યું છે.

હિંદીઓ તુરંગમાં સંખ્યાબંધ ગયા અને અનેક વાર ગયા. ત્યારે તેમનો ત્યાં કેવી રીતનો સત્કાર

**તુરંગની જીંદગી.** થયો તે જરા આપણે જોઇએ. ગાંધીને બીજી વાર વૉકસટ્રસ્ટના માજીસ્ટ્રેટે બે માસના સખત કેદખાનાની શિક્ષા ફરમાવી ત્યારે મી. ડોક નામના પાદરીએ તેમણે એક ચીઠીમાં લખી જણાવ્યું કે નામદાર રાજા એડવર્ડ હૉટેલની મહેમાનગરીનો સ્વાદ લેવાનો મને હુકમ થયો છે અને આજે હું ટ્રાન્સવાલમાં સૌથી વધારે સુખી માણસ છું તુરંગમાં શા શા અનુભવ થાય છે તેની ત્રણ યાદીઓ ગાંધીએ બહાર પાડી છે તે ઉપરથી જણાય છે કે ગાંધી આત્મ સંયમ અને આત્મ ત્યાગ કેટલા દરજજા સુધી લાવી શકે છે. ગમે તેવા પ્રકારનો ગુન્હો હોય છતા ટ્રાન્સવાલમાં સત્યાગ્રહીઓને કેદીનાં કપડાં પહેરવામાં આવે છે, હેડ કેદીનાં પહેરેલાં કપડાં અને ધાબળા બીજા કેદીને આપવામાં આવે છે કે હમેશાં સ્વચ્છ હોતાં નથી, જેમને સખત મજુરીની ટીપ વાગી હોય તેમને દીવસના ૯ કલાક કામ કરવું પડે છે, તેમને સડકો દુરસ્ત કરવાનું, સડકો ઉપર પાથરવાના મેટલ ( પથરા ) ભાગવાનું માટી ખોદવાનું અને તેને એક જગાએથી બીજી જગાએ લેઇ જવાનું અને કોઇ કોઇવાર બગીચામાં કામ કરવાનું આપવામાં આવે છે. ગાંધી પોતાની યાદીમાં જણાવે છે કેઃ—" દરેક કેદીએ સવારમાં ઉઠતાં પોતાનું બીછાનું વાળીને બરાબર તેની યોગ્ય જગાએ મુકવું જોઇએ બરાબર ૭ વાગે તેણે દાતણપાણી તથા ઝાડેઝપટે જઇને કામ ઉપર જવા તૈયાર થઇ રહેવું જોઇએ. કામ સાત વાગે શરૂ થાય છે કામ ઘણા પ્રકારનાં હોય છે. પહેલે દિવસે અમને એક ખુલ્લી જગાએ લઇ જવામાં આવ્યા, તે જગા મુખ્ય રસ્તાથી દુર નહોતી ત્યાં જમીન ખોદી તેને ખેતીવાડીને લાયકનું ખેતર બનાવવાનું હતું આશરે ૩૦ હિંદુઓને ત્યાં લઇ જવામાં આવ્યા હતા. આ કામ

થઇ શકે એમ ન હોતું તેમને ત્યાં લેવામાં આવ્યા નહોતા અમારી સાથે કાફર કેદીઓ પણ હતા જે જમીન ખોદવાની હતી. તે ઘણી કઠણ હતી. ખોદવાનું કામ કોદાળીથી કરવાનું હતું તેથી તે ઘણું સખત પડયું વળી તે દીવસે ગરમી ઘણી પડી હતી. જે જગાએ અમને લઇ જવામાં આવ્યા હતા તે તુરંગથી માઇલ દોઢ માઇલ દુર હતી શરૂઆતમાં અમે સઘળાઓએ કામની શરૂઆત કરી. પણ આ પ્રમાણે ખોદવાના કામનો અમને કોઇને અભ્યાસ નહોતો તેથી થોડી વારમાં અમે સર્વ થાકીને લોથ થઇ ગયા. જેમ જેમ દિવસ ચઢતો ગયો તેમ તેમ કામ વધારે કઠણ લાગ્યું. વળી કેદીઓ ઉપર દેખરેખ રાખનાર વૉર્ડર ઘણો સખત માણસ હતો. ઘડીએ ઘડીએ તે બુમો પાડતો કે જલદી કરો જલદી કરો. આથી હિંદીઓ ઘણા ગભરાયા. મેં કેટલાક હિંદીઓને રડતા જોયા. એક હિંદીનો પગ સુજેલો હતો. આ સઘળું જોઇ મારૂં હ્રદય બળવા માંડયું. છતાં દરેક વખતે હું તેમને તેમની ફરજની યાદી દેવરાવતો અને વૉર્ડરના શબ્દો ઉપર ધ્યાન આપ્યા વિના અને રાજીખુશીથી યથા શક્તિ તે બજાવવાનું કહેતો. હું પોતે પણ અતિશય થાકી ગયો મારા હાથે ફોલ્લા ઉઠયા અને તેમાંથી પાણી નીકળવા લાગ્યું, હું કોદાળી ઉચકી પણ શકયો નહિ, અને તે જાણે બે મણવજનની હોય એમ ભારે લાગી. મેં પરમાત્માને એવી પ્રાર્થના કરી કે મારો ટેક જાળવો. મારા હાથપગ બરાબર કરો અને મને સોંપેલું કામ હું બરાબર કરી શકું તેટલું મને બળ આપો. ઇશ્વર ઉપર મેં વિશ્વાસ રાખ્યો અને કામ ચાલતું રાખ્યું. થાકી જવાથી હું જરા ઉભો રહું ત્યારે વૉર્ડર કોઇ કોઇવાર મારી ઝાટકણી કાઢતો. મેં તેને જણાવી દીધું કે મારી ફરજ સંબંધી તમારે મને યાદ દેવરાવવાની જરૂર નથી. અને મારા

થા બની શકશે એટલું કામ કરવા હુ તૈયાર છું. તે વખતે મેં જીણાભાઇને મુર્છા ખાતાં જોયાં જીણાભાઇના માથા ઉપર હું પાણી રેડતો હતો તે વખતે મને આ પ્રમાણે થયું, હિંદીઓએ ગોરા ઉપર વિશ્વાસ રાખ્યો અને મારા કહેવાથી કેદમાં આવ્યા. જો મારી સલાહમાં ભુલ હશે તો ઇશ્વર સમક્ષ તેવી ખોટી સલાહ આપવા વાસ્તે હું કેટલું બધું પાપ કરતો હોઇશ. તે સલાહને લેઇને તેઓએ બધી જાતનાં સંકટ વેઠયાં. આવો વિચાર કરી મેં એક ઉંડો નિશ્વાસ મુકયો પરમેશ્વરને માથે રાખી મેં ફરી એ વિષય ઉપર વિચાર કર્યો અને તરતજ મને લાગ્યું કે સંજોગો જોતાં જે સલાહ મેં આપી તે બરાબર છે. ભવિષ્યના સુખ માટે એટલું જરૂરનું છે કે આપણે સખતમાં સખત દુઃખ વેઠવાં જોઇએ અને તે વાસ્તે દિલગીર થવાનું કંઇ કારણ નથી. આતો બેભાન થવાની બાબત છે. પણ મરણની હકીકત બની હોય તો પણ જે સલાહ મેં આપી છે. તેથી બીજી સલાહ હું શી રીતે આપી શકું? મને તરતજ લાગ્યું કે આવી રીતે દુઃખથી મરણ વશ થવું એ કાયમનીગુલામીમાં જીવવા કરતાં વધારે સારૂ છે. આ વિચારો કરી મેં મારા આત્માને આશ્વાસન આપ્યું. અને જીણાભાઇને પણ તેમ કરવાનું કહ્યું કેદીઓને બાર અને એક વાગ્યાની વચમાં એક કલાક ખાવા વાસ્તે છુટી મળે છે, અને પછી એકથી પાંચ વાગ્યા સુધી કામ કરવું પડે છે. ”

તુરંગમાં કેદીઓમે પોતાંની કોટડી વાળવી પડે છે, પોતાની ખાળ કુંડીઓ સાફ કરવી પડે છે અને પાયખાનું પણ સાફ કરવું પડે છે પાયખાનું સાફ કરવા સંબંધમા ગાંધીએ લખ્યું છે કેઃ—

એક વખત એક વોર્ડર મારી પાસે આવ્યો અને મને બે માણસો

પાયખાનું સાફ કરાવવા કહ્યું. મેં વિચાર કર્યો કે તે કામ બીજા પાસે કરાવવા કરતાં મારે કરવું જાઇએ અને મેં તે કામ કરવા જણાવ્યું તેવું કરવાને મને ખાસ ચીડ નથી. ઉલટું મારો એવો મત છે કે એવું કામ કરવાની આપણને ટેવ પડવી જોઇએ."

કેટલીએક વખત કેદીઓની એક તુરંગમાંથી બીજી તુરંગમાં બદલી કરવામાં આવે છે તે વખતે તેમને કેદીઓના પોષાકમાં બહાર લાવવામાં આવે છે, અને તેમનો સરસામાન ઉંચકાવીને તુરંગમાંથી તેમને રેલ્વે સ્ટેશને લેઇ જવામાં આવે છે અને ત્યાથી ગાડીમાં બેસાડી બીજે સ્ટેશને ઉતારી ત્યાંથી બીજી તુરંગમાં લેઇ જવામાં આવે છે અને આ રીતે ગાંધીની એક તુરંગમાંથી બીજી તુરંગમાં બદલી કરવામાં આવી હતી અને તેમને ત્રીજા કલાસની ગાડીમાં લઇ જવાાં આવ્યા હતા. આ પ્રમાણે લઇ જતી વખતે તેમને હાથે બેડી પણ પહેરાવવામાં આવી હતી. આથી તે વખતે ઘણી ચર્ચા થઇ હતી કેટલીક વખત હિંદીઓને ગંદા, દુર્ગુણી અને ત્રાસ ઉપજે એવા કેદીઓની ઓરડીમાં સુવાડવવામાં આવે છે આ સંબંધમાં ગાંધી પોતાનો જાતી અનુભવ નીચેના શબ્દોમાં જણાવે છેઃ– એક ઓરડી જ્યાં મુખ્યત્વે કરીને કાફર દર્દીઓને રાખ્યા હતા ત્યાં મને સુવાડવામાં આવ્યો આખી રાત મેં મહા સંકટમાં અને ભયમાં ગુજારી હિન્દી કેદીઓના ઓરડામાં બીજે દિવસે મને લેઇ જવામાં આવનાર છે તે હું જાણતો નહોતો તેથી આવા કાફર કેદીઓ સાથે મારે રહેવું પડશે એમ ધારી હું ઘણો પીડાયો અને ભયભીત થયો છતાં મારા ઉપર જે દુઃખ પડે તે સહન કરવાં એ મારી ફરજ છે એમ ધારી મારા આત્માનું આશ્વાસન કરવા મેં પ્રયત્ન કર્યો ગીતાનું પુસ્તક મારી પાસે હતું

તેમાંથી મેં પ્રસંગને અનુકુળ કેટલાક શ્લોક વાંચ્યા અને તે ઉપર વિચાર કરી શાંત પડયો હું ભયપામ્યો તેનું મુખ્ય કારણ એ હતું કે તે ઓરડામાં કેટલાક જંગલી અને ખુની દેખાતા કાફર અને ચીનો કેદી હતા તેમની ભાષા હું જાણતો ન હોતો એક કાફર મને અનેક જાતના સવાલો પુછવા લાગ્યો મને લાગ્યું કે તે મારી હલકી મશ્કરી કરતો હતો તેના સવાલો હું સમજ્યો નહી, એટલે મેં મૌન ધારણ કર્યું પછી ભાગ્યા તુટયા અંગ્રેજીમાં તેણે મને પુછ્યું કે તમને તેમણે શા માટે આણ્યા છે મેં તેને ટુંકા જવાબ આપી ચુપકી પકડી તેની પછી એક ચીનો આવ્યો તે આગલા કરતાં વધારે ખરાબ હતો મારી પથારી પાસે આવીને તે મારા તરફ તાકીને જોઇ રહ્યા હું તો ચુપજ રહ્યો હતો પછી તે પેલા કાફરની પથારી પાસે ગયો ત્યાં તેઓ એક બીજાની હલકી મશ્કરી કરવા લાગ્યા અને ગુહ્ય અવયવો બતાવી બે શરમી કાર્ય કરવા કરવા લાગ્યા તે બન્ને કેદીઓ ખુન કે લુંટના ગુન્હા વાસ્તે ત્યાં આવ્યા હતા આવી ભયંકર વસ્તુઓ જોયા પછી મને નિદ્રા કેમ આવે !"

તુરંગના નિયમ પ્રમાણે એક કેદી પાયખાનામાં ગયો હોય તો પણ તે ઉઘાડુ રખાય છે. ઝાડે જવા કેદી ગયો હોવ તો તેને ત્યાં ઝાઝીવાર ટકવા દેવામાં આવતો નથી, જ્યારે ગાંધી તુરંગમાં હતા ત્યારે તેમને આ બાબતમાં એક કડવો અનુભવ થયો હતો તેઓ લખે છે કે એક વખતે હું પાયખાનામાં જઇને બેઠો કે તરતજ એક ઘણો જંગલી દેખાવનો અને કદાવર બાંધાનો કાફર આવી પહોંચ્યો, મને ત્યાંથી ઉઠી જવાનું તેણે કહ્યું અને ગાળો

દેવા મંડયો. મેં તેને જવાબ આપ્યો કે મને બહુ વાર નહી લાગે તે ઉપરથી તેણે મને પકડયો અને અદ્ધર ઉંચકી બહાર ફેંકયો. સારા ભાગ્યે મેં એક બારણું પકડી લીધું, નહીતો પડી જાત અને સખત વાગત. આથી હું ઘણો ગભરાયો નહીં. હસતું મોઢું રાખી ત્યાંથી હું ચાલતો થયો. પણ એક બે હિંદીઓ જેઓએ ઉપલો બનાવ જોયો હતો તેઓ તે જોઈ રોયા."

**તુરંગનો ખોરાક.**

તુરંગમાં સૌથી ખરાબ વાત તો એ હતી કે ખોરાક પુરતો તેમજ પુષ્ટિકારક નહોતો. મુખ્ય ખોરાક મકાઇ અને વાલ હતા. કાફર લોકો જેવા ખોરાક ઉપર નિર્વાહ કરી શકે છે. તે હિંદીઓને માફક આવતો નહોતો. હિંદીઓ જેઓ ટુંકી મુદત માટે તુરંગમાં હતા તેમને ઘી આપવામાં આવતું નહોતું, કારણ કે ટુંકી મુદતવાળા કેદીઓને તે આપવાનો રીવાજ નથી. ઘીને બદલે ચરબી આપવામાં આવતી હતી. પણ મુસલમાન કે હિંદુઓ બન્નેમાંથી કોઈ ચરબીને અડતું નહી. કારણ કે તે ખાવી તે બન્નેના ધર્મના ફરમાન વિરૂદ્ધ છે. તેઓ સર્વને અડધા ભૂખ્યા રહેવું પડતું. ગાંધી પ્રીટોરીઆની તુરંગમાં ત્રીજી વારના ત્રણ માસ વાસ્તે કેદમાં ગયા ત્યારે તેમને ખાવા પીવાના સંબંધમાં ખુબ વેઠવું પડયું હતું. તે સંબંધમાં તેઓ લખે છે કે "મને દરરોજ સવારે મકાઇની રાબ મળતી અને બપોરે અડવાડીઆમાં ત્રણ દિવસ તેજ રાબ તથા બટાટા અને ગાજર તથા બીજા ત્રણ દિવસ વાલ મળતા. અને સાંજના ભાત મળતા પણ તેમાં ઘી મળતું નહોતું. માત્ર બુધવારે બપોરે ભાત, વાલ અને ઘી મળતાં, રવીવારે ભાત

અને ઘી મળતાં અને ઘી સિવાય ભાત ખાવો મુશ્કેલ છે તેથી ઘી મળ્યા સિવાય ભાત નહી ખાવાનો મેં ઠરાવ કર્યો. સવારે અને બપોરે જે રાબ મળતી તે કોઇ વાર પાણી જેવી અને કોઇ વાર અડધી ચઢેલી હતી. વાલ પણ કોઇ વાર અડધા કાચા હતા પણ સાધારણ રીતે તે ઠીક થતા. જ્યારે શાક મળતું ત્યારે તેમાં માત્ર નાના ચાર બટાટા અથવા ત્રણ નાનાં ગાજર મળતાં, જે અચ્છેર ગણાતાં. સવારમાં હું કોઇ વાર ચાર પાંચ ચમચા રાબ પીતો, પણ સાધારણ રીતે બપોરે મને જે આપવામાં આવતું તે ઉપર હું જીવતો અને તેજ ટંક ખોરાક બરાબર લેતો." તુરંગમાં જે દાક્તર તપાસવા આવતો તેને ગાંધી કહેતા કે મને ચરબીને બદલે ઘી આપો. પણ તે દાક્તરે ગાંધીને એકલાનેજ ઘી આપવાનો હુકમ કર્યો. ગાંધીએ ઠરાવ કર્યો કે બીજા હિંદીઓને ઘી મળે તોજ મારે લેવું. તેમને એકલાને ઘી આપવામાં આવ્યું પણ તે તેમણે લીધું નહી. અને તુરંગમાં પણ સત્યાગ્રહી બન્યા. એમ દોઢ માસ વીત્યો. આખરે હુકમ થયો કે જે તુરંગોમાં ઘણા હિંદીઓ હોય ત્યાં તેમને ઘી આપવું. તે સંબંધમાં તેમણે લખ્યું કે "દોઢ માસ સુધી અર્ધ ભુખમરો વેઠીને આખરે મારી માગણી કબુલ થઇ અને મેં પેટ ભરીને ખાધું".

**વિલાયત તરફ ગમન.**

ગાંધીએ એકંદરે ત્રણ વખત તુરંગમાં વાસ કર્યો. તુરંગમાંથી છુટયા પછી તેઓ હિંદીઓના દુઃખની કથા કહેવા અને શહેનશાહી સરકાર કાંઇ મદદ આપે છે કે નહીં તે વાસ્તે અરજ કરવા

વિલાયત ગયા. તેમની સાથે મી. હાજી હબીબ પણ ગયા. પણ તેમાંથી કાંઇ પરિણામ આવ્યું નહિ અને થાકીને પાછા આવ્યા.

**આજપર્યંત ઝઘડો ચાલે છે અને ગોખલેનો ત્યાં પ્રવાસ.**

દક્ષિણ આફ્રિકામાં ઇંગ્લાંડના તાબાનાં સંસ્થાન કેટલાંક છે. જેવાં કે નાતાલ, કેપકૉલોની, ટ્રાન્સવાલ, વગેરે. આ સર્વ સંસ્થાઓનું એક એક એકત્ર સંસ્થાન બનાવવામાં આવ્યું છે. તેનું નામ South African Union એ પ્રમાણે રાખ્યું છે. ત્યાં એક પ્રકારના કાયદા થવા લાગ્યા છે. અને સરખી પદ્ધતિ ચાલુ થઇ છે. તે સઘળાઓએ એકત્ર થઇ હિંદીઓને હડધુત કરવાનો વિચાર કર્યો છે. આપણા દેશના એક માનવંત આગેવાન મી. ગોપાળ કૃષ્ણ ગોખલે વિલાયત ગયા હતા. તેમણે ત્યાંથી દક્ષિણ આફ્રિકા તરફ પ્રવાસ કરી હિંદીઓ અને ત્યાંની સરકાર વચ્ચે ચાલતા ઝઘડાનું માંડવાળ કરવાનું માથે લીધું. હિંદના પ્રધાન લોર્ડ અને સંસ્થાનોના પ્રધાન મી. હારકોર્ટે પણ તેમને કહ્યું હતું કે તમારાથી સુલેહ થાય તો કરો. તેથી હિમ્મત ધરી તેઓ દક્ષિણ આફ્રિકા ગયા અને ગાંધી તથા તેમના જોડીઆઓને મળ્યા અને ત્યાંનો સરકારના અમલદારોને મળ્યા. હિંદીઓએ તેમને ઘણું માન આપ્યું અને આપણું દુઃખ ટાળશે એમ તેમણું આશાઓ બંધાઇ. સત્તાવાળાઓ સાથે મળી મી. ગોખલેએ એમ સમજુત કરાવી કે કાયદાની નજરમાં હિંદીઓને જે હલકો દરજ્જો આપવામાં આવ્યો છે તે દુર કરવો અને તેમના નાગરિકના હક આપવા અને કરારથી બંધાઇ આવેલા મજુરો જ્યારે છુટા થાય ત્યારે તેમના ઉપર જે ૩,

૪૫] નો ભારે કર નાંખ્યો છે તે દુર કરવો અને એવી એવી છુટ મુકવી. સાટે હિંદીઓએ થોકડાબંધ આફ્રિકા જઇ વસવું નહી પણ દર વર્ષે કેળવણી પામેલા માત્ર છ જણનેજ દાખલ થવા દેવા. આવી અને એવી અનેક પ્રકારની બીજી માંડવાળ કરી મી. ગોખલે હિંદુસ્તાન આવ્યા. અને તેમને મુંબાઇમાં સભા ભરી માન આપવામાં આવ્યું. અને તેમની વાહ વાહ થઇ. ગાંધીએ પણ મી. ગોખલેની સેવાની કદર કરી. પણ દુઃરઅંદેશી રાજદ્વારી પુરૂષો શીશ ધુણાવવા લાગ્યા કે આ સુલેહમાં કાંઇ અર્થ નથી અને થયું પણ એવુંજ. થોડા વખત પછી દક્ષિણ આફ્રિકાના સત્તાવાળાઓએ મી. ગોખલેને આપેલાં વચનોનો પણ ભંગ કર્યો, અને જે કરવાનું કહ્યું હતું તેમાંનું કંઇ કર્યું નહી; સત્તાવાળાઓ તો કરે પણ ગોરી રઇયત કરવા કેમ દે? જ્યાં લોક મત વિરૂદ્ધ ત્યાં સત્તાવાળાઓથી કંઇ થાય નહીં. ગોખલેને ત્યાંના ગોરા કહેવા લાગ્યા કે તમારા હિંદુસ્તાન દેશમાં ઢેડ ભંગી લોકો ઘણા વસે છે તેમને પુર્ણ હક તો તમે હજુ આપતા નથી અને બીજા દેશમાં તેમ કરાવવું તે કેવી રીતે બને? આવી રીતે સુલેહની સરતો પડી ભાગી અને પાછા હતા ત્યાંના ત્યાં આવ્યા. ઝઘડો પાછો શરૂ થયો.

**તાજો જુલ્મી કાયદો.**

બળતામાં ઘી હોમાયું. દક્ષિણ આફ્રિકાની સરકારે એક નવો કાયદો હમણાં કર્યો છે અને તે ચાલુ વર્ષના ઓગસ્ટ માસની ૧ લી તારીખે અમલમાં આવી પણ ગયો છે. કાયદાનું નામ 'દક્ષિણ આફ્રિકાનો ઇન્ડીઅન ઇમીગ્રેશન કાયદો' છે. તે કાયદામાં

દક્ષિણ આફ્રિકામાં જનાર ઉપર અટકાવ મુકયો છે, હિંદીઓ તરીક તેમને જુદી પંક્તિમાં ગણ્યા છે અને પુરા નાગરિકના હક તેમને આપવામાં આવ્યા નથી. નાતાલ અને કેપકોલોનીના સંસ્થાનોમાં જે અત્યાર સુધી હક્ક હતા તેમાં પણ કાપકુપ થઇ છે. કરારથી છુટા થયેલા હિંદી મજુરોને દક્ષિણ આફ્રિકામાંથી બહાર કાઢવાનો ઠરાવ થયો છે, હિંદીઓના લગ્નના કાયદાને ગેરકાયદેસર ઠરાવ્યો છે અને યોગ્ય રીતે પરણેલી હિંદી સ્ત્રીઓ રખાયત જેવી ગણાઇ છે. આ કાયદા વિરૂદ્ધ પણ દક્ષિણ આફ્રિકામાં અને હિંદુસ્તાનમાં અનેક સભાઓ થઇ અને અહીંના તમામ પત્રો તથા વિલાયતનાં પત્રોએ પણ ટીકા કરી પણ કશાની અસર થઇ નથી. તે કાયદા ઉપર નામદાર શહેનશાહની સહી પણ થઈ ગઇ છે. આથી હિંદુસ્તાનના વતનીઓની લાગણી ઘણી દુખાઇ છે. ચાલુ સાલની સપટેમ્બર માસની ૭ મી તારીખે મુંબાઇમાં એક મોટી સભા થઇ હતી અને અગત્યના ઠરાવ પસાર કરી નામદાર વાઇસરોય તથા હિંદી પ્રધાન ઉપર મોકલી આપ્યા. હિંદીવાનોના વસાહતીના હક્કો સંબંધી આખા હિંદના ખુણે ખુણામાં પોકાર પડી રહ્યો છે. તેમના હક અને માનની જાળવણી હિંદુસ્તાનની સરકાર કરી શકતી નથી એ નવાઇ જેવું લાગે છે. વિશેષ ખુબી તો એ છે કે સંસ્થાનવાસી ગોરાઓ હિંદુસ્તાનમાં રાજ કરતી કોમના સર્વ હક્ક ભોગવે છે ત્યારે હિંદીઓ સંસ્થાનોમાં હડધુત થાય છે. જો કે હિંદુસ્તાનની સરકાર હિંદુઓના હક્કોનો નાશ તથા માનની હાની સમજે છે અને તે બાબતમાં તે હિંદીઓ સાથે એક મત છે, પણ શહેનશાહી સરકાર પાસે કાંઇ ચાલતું નથી. આ નવા કાયદાને અસ્તિત્વ હિંદીવાનોની દૃષ્ટિએ તો ભારે અત્યાચાર, અને અન્યાય પૂર્ણ છે. ટ્રાન્સવાલમાં બોર લોકોનો જ્યારે અમલ

ચાલતો હતો ત્યારે લોર્ડ લેન્સડાઉન જે અમીર સભામાં આગેવાન હતા તેમને કહ્યું હતું કે 'બ્રિટીશ હિંદી પ્રજાપતિ કોઇ પણ પ્રકારે અન્યાયી કે વિષમતા ભરી વર્તણુંક ચલાવવી એ લડાઇનું મોટું કારણ ગણાશે, પરંતુ આજે ટ્રાન્સવાલને એક બ્રિટીશ સંસ્થાનમાં દાખલ કર્યા પછી ત્યાં પૂર્વના કરતાં પણ વધારે સખતાઇથી તેજ હિંદીવાનોને ગુલામ કે હલકા કુલી જેવી સ્થિતિએ ઉતારી દેવામાં આવ્યા છે અને હિંદના પ્રધાન લૉર્ડ ક્રુ પણ સંસ્થાનોની સામે થવાની હિમ્મત ધરાવતા નથી; જે વચનો અને આશાઓ અપાઇ તેનો છચોક ભંગ થયો છે અને કાયદા પોથીમાં વર્ણભેદ દાખલ થઇ ચુક્યો છે અને નાતાલ અને કેપ કોલોનીમાં જે હક્કો હિંદીઓ વર્ષો થયાં ભોગવતા હતા તે પણ લેઇ લેવામાં આવ્યા છે. ગાંધીએ કઢાવેલા 'ઇન્ડીઅન ઓપીનીઅન' પત્રમાં એવા સમાચાર આવ્યા છે કે નવા કાયદાનો અમલ થવા માંડયો છે અને તે જણાવે છે કે "અમારી ખબર ખરી હોય તો એમ કહેવામાં આવે છે કે નવો કાયદો ઘણી જ દયાહીનતાથી અમલમાં મેલાયો છે." પાલમકોટા આગબોટ મારફતે ૨૦ હિંદી મુસાફરો આવ્યા હતા તેમાંથી નવ જણને 'પ્રોહીબીટેડ ઇમીગ્રન્ટ' એટલે નહી દાખલ કરી શકાય એવા મુસાફરો તરીકે જાહેર કર્યા છે આ માણસો આગળના વસેલા હતા. એમ તે જણાવે છે. હમણાં વળી ૧૬ હિંદીઓને પકડયા છે એવા સમાચાર આવ્યા છે. તેમાં ચાર સ્ત્રીઓ છે તેમાં ગાંધીનાં પત્નિ તથા પુત્રો પણ છે. આ રીતે જોતાં ત્યાંના હિંદીઓનું ભવિષ્ય અતિ અંધકારમય અને ભયંકર છે. તે પત્ર જણાવે છે કે સત્યાગ્રહની લડત દૃઢપણે ચલાવવામાં આવશે અને ગાંધી ચોથી વાર કારાગ્રહમાં જવાને તૈયાર થયા છે. પણ તેથી ત્યાંના સ્વાર્થ અંધ ગોરાઓ પાછા

હરે છે કે નહી તે જોવાનું છે. વળી દરેક હિંદી ઉપર રૂ. ૪૫)નો જે જજીઆ વેરો પણ નાંખવામાં આવ્યો છે તે કાઢી નાંખવા ગાંધી અને ગોખલેને વચન આપ્યું હતું તે ઉપર પાણી ફર્યું છે. જનરલ બોથા જે ટ્રાન્સવાલમાં પ્રધાન છે તેણે ગાંધીની વિનંતી કરી છે કે તેમણે સત્યાગ્રહની લડત ચાલુ કરવી નહી, પણ તેજ જનરલ બોથાની સરકાર ઇમીગ્રેશનનો કાયદો કડકાઇથી અમલમાં મેલતી અટકી નથી. ઇંગ્લાંડની ઇમ્પીરીયલ સરકાર સંસ્થાનો વિરૂદ્ધ હિંદીવાનોનો પક્ષ લેતાં ડરે છે. કારણ કે અમેરીકાનું યુનાઇટેડ સ્ટેટસ જે એક વખતે ઇંગ્લાંડનું સંસ્થાન હતું તે તેણે તીન પાંચ કરતાં ખોયું છે. અત્યારે તો કોઇ હિંદીઓની વહારે આવે એમ લાગતું નથી. આખી દુનીઆ આ લડત તરફ એક દ્દષ્ટિએ જોઇ રહી છે. દક્ષિણ આફ્રિકાના સત્તાવાળા હારે છે કે સત્યાગ્રહી ગાંધીનો પક્ષ હારે છે. ગમે તેમ કહો પણ આ લડતનું પરિણામ ઘણું ભયંકર અને કટોકટીનું છે અને હિંદવાસીઓ જેઓ નામદાર શહેનશાહની વફાદાર પ્રજા છે તેમને આવાં આવાં સંકટ તે શહેનશાહત સમક્ષ પડે એ પણ આ કલીયુગની ખુબી છે. દક્ષિણ આફ્રિકા જેવું કેનેડામાં પણ થયું છે ત્યાં હજારો શીખ લોકો વસ્યા છે અને ત્યાં તેમને કેનેડા સરકાર સતાવે છે અને હડધુત કરે છે અને તે કેનેડા પણ ઇંગ્લાંડનું સંસ્થાન છે.

**દક્ષિણ આફ્રિકાના સવાલ ઉપર કેટલાક અંગ્રેજ રાજદ્વારીઓના વિચાર.**

એક વખતના હિંદના પ્રધાન લૉર્ડ જ્યોર્જ હેમીલ્ટને બોર વિગ્રહ પછી કહ્યું હતું કે " દક્ષિણ આફ્રિકામાં ખાંડનાં તથા બીજાં કારખાનાં વાસ્તે હિંદુસ્તાનમાંથી મજુરો જોઇએ છીએ. હિંદ સરકાર સાથે મસલત ચલાવ્યા પછી મને એમ લાગે છે

કે તે મજુરો પ્રત્યે યોગ્યપણે વર્તવામાં આવતું નથી તો પછી મં-
જુરો પુરા પાડવા કે શી રીતે તેનો વિચાર થશે. હિંદુસ્તાન તો
મોટો દેશ છે અને ૩૦ કરોડ માણસો વસે છે એટલે થોડા મજુરો
અહીંથી ત્યાંથી લાવવામાં ત્યાં તાણ નહી પડે. પણ તે લોકો પ્રત્યે
ખરાબ વર્તણુંક ચલાવવામાં આવે છે તે હું સહન કરી શકીશ નહી.

સંસ્થાનોના નાયક પ્રધાન કર્નલ સીલીએ ૧૯૦૮ માં કહ્યું
હતું કે ' સંસ્થાનમાં બીજાઓને દાખલ થવા દેવા તો પછી તેમને
બધા હક આપવા. બ્રીટીશ રાજ્ય વાસ્તે એવો નિયમ છે, કે જો
બીજાઓને દાખલ કરવા તો સંપુર્ણ રીતે કરવા. નહિ તો દાખલ
જ ન કરવા. બ્રીટીશ વાવટા નીચે કોઇ ઇસમ દાખલ થાય છો પછી
તે પુરો નાગરિક હોવો જોઇએ. અને મોડા વહેલા તેને પુરા હક
મળવા જોઇએ.

કેપકૉલોનીના એક વખતના ગવર્નર સર જોર્જ નેપીઅરે જાહેર
કર્યું હતું. કે કાયદાની નજરે રંગ, જાત, ભાષા કે ધર્મ ઉપરથી
ભેદ રાખવામાં આવશે નહી અને દરેકને કાયદાનું રક્ષણ સરખું
મળશે,

સંસ્થાનોના પ્રધાન મી. જોસેફ ચેમ્બરલેને સઘળા સંસ્થાનોના
વડાઓને ૧૮૯૭ માં જણાવ્યુ હતું કે ' સામ્રાજ્યના નીયમ પ્રમાણે
જાત અગર રંગ ઉપર કંઇ પણ ભેદ રાખવા દેવામાં આવશે નહીં
અને નામદાર રાણીની હિંદની રૈયતને તેમની જાત તથા રંગને
આધારે બાતલ રાખશો તો તેવા કાયદાને મંજુરી આપતાં નામદાર
રાણીની લાગણી દુઃખાશે. હિંદુસ્તાન એ બ્રાટીશ રાજ્યનું એક
મોટામાંમોટું અને ઉજળામાં ઉજળું તાબાનું રાજ્ય છે તેના ૩૦

કરોડો માણસો તમારા જેટલાજ વફાદાર છે ને તેમનામાં સેંકડો અને હજારો તમારા જેવાજ સુધરેલા છે. છે જેઓ બુદ્ધિમાં શૌર્યમાં કેળવણીમાં, દ્રવ્યમાં અને ખાનદાનમાં ઉતરતા નથી. અને જેઓએ સંકટને સમયે નામદાર રાણીની સેવામાં સૈનિક સેવા બજાવી છે અને વફાદારીથી સામ્રાજ્ય બચાવ્યું છે, તેઓનું તમે કોઇ પણ જાતનું અપમાન કરી શકો નહી. અને જો કરશો તો તેથી લાગણી દુખાશે, અને અસંતોષ વધશે, અને નામદાર રાણીને ઘણું ખોટું લાગશે અને સઘળી પ્રજા ગુસ્સે થશે.

મદ્રાસના માજી ગવર્નર લોર્ડ એમ્પ્થીલે ૧૯૦૮ માં અમીર સભામાં ભાષણ કરતાં કહ્યું હતું કે સંસ્થાનવાસીઓને પોતાનું રાજ્ય પોતે ચલાવવાનું કોઇ ના કહેતું નથી. પણ તેમણે જાણવું જોઇએ કે તેઓ બ્રીટીશ સામ્રાજ્યના ભાગીઆ છે અને બીજા ભાગીઆના લાભને નુકશાન થાય એ પ્રમાણે તેમણે પોતાનું કામ કરવું ન જોઇએ શહેનશાહી લક્ષ્યબીંદુ એ છે કે સામ્રાજ્યના માન અને સલામતી વાસ્તે હીંદીઓને ભાગીઆ તરીકે ગણવા જોઇએ બ્રીટીશ વાવટા નીચે તેમને હરકત કરી શકાય નહીં, શહેનશાહે અને બ્રીટીશ સરકારે જે વચન આપ્યાં છે તે કોઇ પણ બ્રીટીશ પ્રજાએ ધીક્કારી કાઢવાં ને જોઇએ. અને હિંદવાસીઓનું સુખ અને સંતોષ જે ઉપર બ્રીટીશ સામ્રાજ્યનું લક્ષ્યબીંદુ રહેલું છે તેમના પ્રતિ તિરસ્કાર ન કરવો જોઇએ.

સેનાપતિ લોર્ડ રોબર્ટસે પણ જણાવ્યું હતું કે જો આપણી હિંદી રઇયત વાસ્તે આપણે કંઇ કરી ન શકીએ તો આપણે તિરસ્કારમાં અગર તેથી વધારે ખરાબ સ્થિતિમાં આવ્યા વિના રહીશું નહીં.

લૉર્ડ કરઝને ૧૯૦૮ માં અમીર સભામાં કહ્યું હતું કે 'હિંદુસ્તાનમાંથી મજુરોને આપણે દક્ષિણ આફ્રિકા મોકલ્યા છે, અને તેમણે પોતાની મજુરીથી તે દેશને તાજો બનાવ્યો છે. હવે ત્યારે ત્યાંની પ્રજાએ તે મજુરોને અને તેમની પાછળ કેળવાયલા હિંદીઓને ઢેડ ભંગી જેવા ગણવા ન જોઇએ, હિંદીઓની હાડમારી થાય છે' તે તેમના દુર્ગુણ વાસ્તે નહી, પણ તેમના સદ્ગુણ વાસ્તે થાય છે. કારણ તેઓ મહેનતુ, કરકસરીઆ, મીતાહારી વગેરે ગુણવાળા છે અને તેથી જ તેમને ભય સમાન માનવામાં આવે છે. હિંદીઓએ બ્રીટીશ શહેનશાતની લડાઈઓ લઢી છે અને નાતાલને અણીને વખતે બચાવ્યું છે. તે હિંદીઓ પુરા હક્ક વાસ્તે લડત ચલાવે છે અને તે હક્ક સમજતા આપણેજ તેમને કર્યા છે. બ્રીટીશ રાજ્યના નાગરિકના હક્ક વાસ્તે તેઓ મથે છે અને તેમની તે લડત યોગ્ય છે. તેમા આપણે તેમને પાછા પાડવા નહી જોઇએ, કારણ કે તે ઉપર તેમની વફાદારી ટકી રહેવાનો આધાર છે. નામદાર શહેનશાહની સરકારને હિંદીઓ પ્રત્યે ફરજ બજાવવાની છે કારણ કે તેઓ પણ આફ્રિકાના ગોરાઓની માફક તેમની રૈયત છે.'

લૉર્ડ લેન્સડાઉને પણ તેજ સભામાં જણાવ્યું કે 'જે હિંદીઓએ સંસ્થાનમાં અમુક સ્થિતિ પ્રાપ્ત કરી છે તેઓ તરફ યોગ્ય રીતે વર્તવામાં આવે તે જોવાનું આપણું કામ છે. હવે સવાલ એ છે કે તેમના તરફ યોગ્ય રીતે વર્તવામાં આવ્યું છે? મને માલમ પડયું છે કે તેમ થયું નથી. માનવંત વેપારી પ્રત્યે એક કુલી જેવી વર્તણુક ચલાવવામાં આવે તો તેમનામાં લાગણી ઉત્પન્ન થાય એટલુંજ નહી પણ હિંદુસ્તાનની પ્રજામાં પણ તેમજ થાય.' સર-

ઓફીને પણ જણાવ્યું હતું કે "ટ્રાન્સવાલની બોર લડાઈમાં હિંદીઓએ જે સેવા બજાવી છે તે વાસ્તે આભાર તો બાજુ રહ્યો પણ ન્યાય પણ મળ્યો નથી. બોર લોકોના વખતમાં હિંદીઓ ઉપર ચાબખાનો માર પડતો પણ અંગ્રેજી અમલ નીચે તો વિંછીના ડંખ તેમને લગાવવામાં આવ્યા છે, આથી હિંદીઓનું અપમાન થયું છે. એટલુંજ નહી પણ તેની સાથે મારા જેવા હિંદી અમલદારોનું પણ અપમાન થાય છે."

પાર્લામેંટના એક સભાસદ મી. હેરૉલ્ડ કોક્ષે જણાવ્યું કે 'હિંદીઓ પ્રત્યેની વર્તણુંક એવી છે કે તે આપણા દેશને નામોશી જેવું છે. જ્યારે ટ્રાન્સવાલ સાથે આપણે લડાઇ કરી ત્યારે હિંદીઓને ન્યાય આપવાનું આપણે માથે લીધું હતું. તે ન્યાય મળ્યો નથી. ટ્રાન્સવાલ હવે પોતે સ્વરાજ્ય ભોગવતું સંસ્થાન છે તે દલિલ આપી આપણે ખશી જવું ન જોઇએ. જે અન્યાય ટ્રાન્સવાલ કરે છે તે ખરૂં જોતાં આ દેશ ( ઇંગ્લાંડ ) કરે છે અને અંગ્રેજોના તરફથી હું આવા અન્યાય પ્રત્યે મારો વાંધો દર્શાવું છું."

લૉર્ડ મોર્લે જે હિંદુસ્તાનનો પ્રધાન હતો તેણે ૧૯૧૬ માં કહ્યું હતું કે "આ સવાલ એવો છે કે તેના ઉપર હિંદ ઉપરના અમલનો ઘણો આધાર છે. દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ ઉપર પડતી હાડમારીથી હિંદુસ્તાનના વતનીઓ ઉપર ઘણી ખરાબ અસર થશે. હિંદવાસીઓ એમ ધારશે કે ઇંગ્લાંડને આ જુલમ અટકાવવા શક્તિ નથી કે ઇચ્છા નથી. ઘણો કંટાળો આપનારી વાત તો એ છે કે ત્યાં વર્ણભેદ દાખલ કરવામાં આવ્યો છે. ટ્રાન્સવાલમાં વેપાર, ધંધો વગેરે કરનારા એવા હિંદીઓ છે કે તેઓ

તદ્દન સુધરેલી પ્રજા જેવા છે. તેવાઓ પ્રત્યે જાતિ દ્વેષ રાખવો અને તેમને હલકા ગણવા એ હું સમજી શકતો નથી. હિંદીઓ પ્રત્યે વધારે હરકતો નાંખવી તેથી મારી લાગણી બહુ દુખાય છે."

ઇંગ્લાંડના વડા પ્રધાન સર હેન્રી કેમ્પબેલ બેનેરમેને ૧૯૦૬ માં એક મંડળ સમક્ષ કહ્યું હતું કે જે "સરકારનો હું પ્રમુખ છું તે સરકાર દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની સ્થિતિ ઉતારી પાડનાર કાયદાને ટેકો આપી શકશે નહિ."

લોર્ડ રે જે મુંબાઇનો એક વખતનો ગવર્નર હતો તેણે જણાવ્યું કે "બ્રીટીશ રાજ્યની બધી રૈયતને સરખું રક્ષણ મળે ત્યાં સુધી આપણે અટકવું નહીં જોઇએ."

તેવીજ રીતે બીજા ઘણાએ રાજદ્વારી આગેવાન પુરૂષોએ પોતાના વિચાર જણાવી હિંદીઓ પ્રત્યે સહાનુભૂતી દર્શાવી છે અને દક્ષિણ આફ્રીકામાં વસતા ગોરા પ્રત્યે તથા તે સંસ્થાનો પ્રત્યે પોતાનો તિરસ્કાર દર્શાવ્યો છે. સને ૧૮૫૮ માં નામદાર મહારાણી વિકટોરીઆએ ઢંઢેરો બહાર પાડયો હતો કે અમારી જે ફરજ અમારી બીજી રૈયત પ્રત્યે છે તેજ ફરજ અમારી હિંદની રૈયત પ્રત્યે છે અને ઇશ્વરની કૃપાથી અમે તે ફરજ બજાવીશું"

આ પ્રમાણે ચારે તરફ ખળભળાટ છે. દક્ષિણ આફ્રિકાના હિંદવાસીઓનો સવાલ હિંદુસ્તાનમાં ગામેગામ અને શહેરે શહેર ચર્ચાય છે, અને તે પ્રત્યે પ્રજાની અતિ તિક્ષ્ણ લાગણી ઉત્પન્ન થઇ છે. તે સવાલ વિલાયતમાં અને આમની સભામાં તેમજ અમીર સભામાં ચર્ચાય છે, મોટા મોટા રાજ્યદ્વારી પુરૂષો અને પાર્લામેંટનાં સભાસદના તે સવાલ ઉપર મક્કમ વિચાર થાય છે. આ

દેશનાં તેમજ વિલાયતનાં વર્તમાનપત્રો અને આગેવાન ગણાતું લંડનનું ટાઇમ્સપત્ર, એ સર્વેએ પોતાના વિચાર જાહેર કર્યા છે. એ સર્વ જાહેરમત ઉત્પન્ન કરવાનું માન સત્યાગ્રહની લડત લઢનાર ગાંધી અને તેના બહાદુર સાથીઓને છે. તેઓ દક્ષિણ આફ્રિકામાં હિંદની મહા પ્રજા **Great Indian Nation** તૈયાર કરે છે. તેનું શું પરિણામ આવે છે તે સૌ ઇશ્વરાધિન છે. જે દિશાથી આ પણે રક્ષણની આશા રાખી છે તે દિશા તરફથી નિરાશાજ મળી છે. ઇંગ્લાંડની સરકાર અને હિંદની સરકારથી એક ટેકી પણ ફુટી નથી. અને લોર્ડ મોર્લેના શબ્દોમાં કહીએ તો આ જોઇતું રક્ષણ આપવાની તેમની સત્તા નથી કે ઇચ્છા નથી? ઇચ્છા તો છે એમ આપણે રાજદ્વારીઓના વિચારથી જોયું ત્યારે શું સત્તા નથી? ના, સત્તા પણ છે. પણ તે સત્તા અજમાવતાં તે બન્ને ડરે છે, તે ડરો કે ન ડરો પણ હિંદીઓને ન્યાય મળતો નથી એ વાત સત્ય છે. જ્યારે સરકાર તરફથી રક્ષણ નથી તો હિંદીઓ પોતે પોતાનું ફોડી લેશે અને પરમેશ્વર માથે રાખી સંકટ સહન કરશે અને લડત ચલાવશે. અને તે લડતમાં ગાંધી ખપી જશે તો તેમના મનથી તેનો હિસાબ નથી.

**હિંદી સરકારનું એક શુભ પગલું.**

મી. ગોખલેની દરખાસ્તથી હિંદી સરકારે એક સારૂ કામ કર્યું છે તે આપણે ભૂલવું નહી જોઇએ તે એ કે નાતાલમાં કરારથી લઇ જવામાં આવતા હિંદી મજુરો હવેથી ત્યાં લઇ જવા દેવામાં આવશે નહીં અને તે સામે કાયદાથી અટકાવ કર્યો છે. તે વાસ્તે આપણે સરકા-

રનો આભાર માનીશું. મી. ગોખલેએ આગળ વધી મોરીસ, જમેકા રીક્ષ્, બ્રીટીશ ગીયાના વગેરે સ્થળે હિંદી મજુરો કરારથી લેઇ જવામાં આવે છે તે પણ બંધ કરવા, એ રીતનો ઠરાવ પાછો સરકાર સમક્ષ આણ્યો હતો. પણ તે સરકારે મંજુર કર્યો નથી. પણ મી. ગોખલે તે સવાલ ફરી લાવ્યા સિવાય રહેશે નહીં. કારણ કે જે હિંદી મજુરો પરદેશમાં ગોરાઓના બગીચાઓમાં કામ કરવા કરારથી બંધાઇ જાય છે તેઓ ત્યાં લગભગ ગુલામ જેવા છે. અને તેમના ઉપર ઘણું સંકટ પડે છે, સંકટથી કંટાળી ઘણા આપઘાત કરે છે. મી, ગોખલેની હિંદી મજુરો કોઇપણ જગાએ નહી લઇ જવા દેવાની દરખાસ્ત સરકાર મંજુર કરશે અને તે રીતે થતો જુલમ અટકાવશે અને તેથી આપણું પ્રજા તરીકેનું સ્વમાન જળવાઇ રહેશે એમ આપણે આશા રાખીશું.

હિંદી સરકાર બીજા રસ્તો લઇ દક્ષિણ આફ્રિકાના ગોરા લોકોની શુદ્ધ બુધ ઠેકાણે લાવે તો તેથી તેમનો આપણા ઉપર ઘણો ઉપકાર થશે. જેવી રીતે દક્ષિણ આફ્રિકાનાં દ્વાર આપણા વિરૂદ્ધ બંધ કરવાના પ્રયત્નો થાય છે તેવીજ રીતે હિંદુસ્તાનનાં દ્વાર દક્ષિણ આફ્રિકાવાસી ગોરાઓ વિરૂદ્ધ અને બીજા સંસ્થાનીકો વિરૂદ્ધ બંધ કરવાં. હિંદી સનંદી નોકરીમાં દાખલ થતાં તેમને અટકાવવા, તેમનો કંઇપણ માલ હિંદુસ્તાનમાં આવવા દેવો નહીં, અને કંઇપણ માલ અહીંથી ત્યાં જવા દેવો નહીં, વેરાન જેવો દક્ષિણ આફ્રિકા દેશ હિંદીઓએ બગીચો બનાવ્યો તેનો બદલો આપણને આવો મળ્યો ત્યારે પછી તેમની સામેનો હિંદુસ્તાનનો દરેક વ્યવહાર બંધ કરવામાં હિંદી સરકાર ઘણું યોગ્ય પગલું ભરશે અને તે રીતે હીંદીઓનો આશિર્વાદ લેશે અને તેમની વફાદારી વધારશે.

**ઝગડાનું પરિણામ.**

કેટલાક એમ કહે છે કે જ્યારે કોઇ તરફથી આશા આપવામાં આવતી નથી અને દક્ષિણ આફ્રિકામાં ગોરા હિંદીઓને હાંકી કાઢવાને સમર્થ છે અને હિંદીઓની સંખ્યા થોડી છે અને હાડમારીઓની દિન પ્રતિદીન ઘટતી જાય છે ત્યારે ઝઘડો શા માટે ચલાવવો ? લડત શા સારૂ લડવી ? હિંદીઓએ સર્વેએ આ દેશમાં પાછા આવવું અને તેમનું વર્તન તેમનો યોગ્ય સત્કાર કરશે. આનો ઉત્તર એ છે કે મનુષ્ય મહત્વ તેના પુરૂષાર્થમાં છે. ઝઘડામાંથી તે-તેનામાં ઉમદા ગુણો આવે છે. માણસના ગુણની કસોટી સંકટ સં-મયે થાય છે અને તેનામાં ઝવેરાત હોય તો તે બહાર નીકળી આવે છે. પોતાના અંતઃકરણને અને ઇશ્વરને સાક્ષી રાખી માણસે પોતે સત કાર્ય કર્યા કરવું અને તેમાં નિષ્કામ વૃતિ રાખવી. અને ફળની પ્રાપ્તિ ઇશ્વરને સોંપવી જમીનને જ્યારે બરાબર ખેડી. ખોદી તૈયાર કરવામાં આવે છે ત્યારે તેમાંથી ઉત્તમ પાક થાય છે. ગર્ભવતી સ્ત્રીને જ્યારે દુઃખ પડે છે ત્યારે સુંદર બાળકનો જન્મ થાય છે, તેમ મ-નુષ્યની કસોટી પણ વિટંબણામાં થાય છે. સત્યાગ્રહની લડતથી ગાંધી અને તેના બહાદુર મંડળે જગતની સુધરેલી પ્રજાને બતાવી આપ્યું છે કે હિંદીઓ જંગલી નથી પણ સુધરેલી પ્રજા છે અને પોતાના હક, પોતાનું સ્વમાન પોતાની જવાબદારી વગેરે સમજી શકે છે અને તે વાસ્તે ભોગ આપવાની જરૂર પડે છે ત્યારે પાછા પડતા નથી. પ્રજા આજ પ્રમાણે તૈયાર થાય છે અને તે ક્રિયા દક્ષિણ આફ્રિકામાં થાય છે. લડત ચલાવ્યા પછી જે શુભ પરિણામ જોવા જાવે કે નંહી એ બહુ મહત્વનું નથી. પણ તેઓ જે વારસો મુકી

જાય અને આત્મભોગનો જે દષ્ટાંત મુકી જશે તેની અસર જાદુઇ થશે; અને તેનાં ફળ આખરે સારાંજ આવશે માટે હિંદુસ્તાન વાસીઓનું હાલ કર્તવ્ય એજ છે કે દક્ષિણ આફ્રિકાનો સવાલ ઠેકાણે ઠેકાણે ચર્ચી લોકમતે જાગ્રત કરતો, તેમ કરી સરકારના હાથ મજબુત કરવા, સ્વાર્થી સંસ્થાનો પ્રતિ સરકાર સખત પગલાં ભરે એવો આગ્રહ કરવો, સત્યાગ્રહીઓને અને તેમનાં સંકટમાં પડેલાં કુટુંબોને નાણાંની મદદ કરવી અને દક્ષિણ આફ્રિકાના હિંદીઓને જણાવવું કે તેમની લડત આખું હિંદુસ્તાન બારીક નજરથી જુએ છે અને તેમના પ્રતિ પુરેપુરી સહાનુભૂતી છે, આ પ્રમાણે લોક મત તૈયાર કરવો; પછી પરિણામ જે આવે તે ખરૂં.

**ગાંધીની સાદાઈ.**

અત્યાર સુધી આપણે ચાલતા ઝઘડાનું સ્વરૂપ સમજવા પ્રયત્ન કર્યો, હવે ગાંધીની પવિત્ર મૂર્તિ તરફ જરા નજર કરીએ અને તેમાં ઇશ્વરી અંશ કેટલો છે તે જોઇએ, ગાંધીએ પૈસો તો ઘણો પેદા કર્યો પણ આપણે જોયું કે તે સર્વ તેમણે સાર્વજનિક કાર્યમાં ખર્ચી નાંખ્યો અને પોતે ઘણી ગરીબ સ્થિતિમાં આવી ગયા છે. તેઓ ઘણીજ સાદી જીંદગી ગુજારે છે અને દક્ષિણ આફ્રિકામાં દરેક વસ્તુ મોંઘી છે છતાં તેઓ મહીને ૧૫ રૂપીયામાં પોતાનું ગુજરાન ચલાવે છે. તેઓ શહેરમાં રહેવા કરતાં ગામડામાં રહેવાનું વધારે પસંદ કરે છે. શહેરોમાં લાલચો ઘણી, શહેરોમાં દુર્ગુણ પણ ઘણા અને એકંદરે શહેરોનું વાતાવરણ બગડેલું હોય છે, જોહાન્સબર્ગની હવા ઘણી ઠંડી છે. છતાં તેઓ માત્ર બે ટંક શાકભાજી અને ફળ ફળાદિનો આહાર કરે છે; અને પાણી અને

દુધ સિવાય બીજું કશું ખાતા નથી. બપોરે એક દોઢ વાગે તે ફળ, મગફળી વગેરે લે છે અને બીજીવાર સાંજે સાત વાગે જમે છે તે પોને સાધારણ રીતે જાતે રાંધીને જમે છે. ચાહ, કોફી, કોકો વગેરે પીવાનું તેમણે બંધ કર્યું છે કારણ કે લખતથી ગયેલા પરંતુ ગુલામગીરીની સ્થિતિ ભોગવતા હિંદી મજુરોની મારફતે તે પદાર્થો ઉત્પન્ન થાય છે. રાંધવાનાં વાસણ ધોવાં, ઘરમાંથી ઝાડુ કાઢવું, પથારી વીગેરે ઘર કામ પણ તેઓ જાતે કરે છે. આવી બાબતોમાં તેઓ સર્વ મનુષ્ય સમાન છે એ સિદ્ધાંત ઉપર ચાલે છે અને તેથી જે ચાકરી નોકરી પોતે જાતે કરી શકે એમ હોય તે બીજા પાસે કરાવતા નથી. રોટલી, શાકભાજી, ફળફળાદિ સિવાય બીજું કશું પણ તેઓ લેતા નથી અને તંદુરસ્તી વાસ્તે જે જોઇએ તે સિવાય વિશેષ કંઇ ગ્રહણ કરવું નહી એવો તેમનો ઠરાવ છે. નાની વયમાં તેમણે પ્રયોગો કરી શરિર ઓછામાંઓછા કેટલા ખોરાકથી ચાલી શકે તે નક્કી કરી આખરે ઉપલો ખોરાક લેવાનો ઠરાવ કર્યો છે. શરિરને જોઇતા પદાર્થો ઉપરાંત કંઈપણ વધારે ન આપવું જોઇએ કારણ કે તેથી આત્મા વધારે વિશુદ્ધ બને છે એમ તેઓ માને છે. ફીનીક્ષ પાસે જે ફાર્મ સ્થાપ્યું છે તેને ટોલસ્ટોય ફાર્મ એવું નામ આપવામાં આવ્યું છે, કારણ કે તે નામના રશીઅન મહાત્માના સિદ્ધાંતોની ગાંધી ઉપર ઘણી અસર થઇ છે. તે ફાર્મમાં તેઓ સત્યાગ્રહીઓના કુટુંબ સાથે રહે છે. ત્યાંથી પોતાના એક મિત્રને ગાંધી પત્ર લખી જણાવે છે કેઃ—

"ફાર્મ ઉપર જે રોટલી (પાઉં) જોઇએ છે તે હું બનાવું છું. બધા એમ કહે છે કે તે સારી બને છે. મણીલાલ તેમજ બીજા કેટલાક રોટલી બનાવવાનું શીખ્યા છે. તેમાં અમે કોઇ પાઉ-

ડર બાઉડર નાંખતા નથી. અમારે વાસ્તે ઘઉં દળવાનું કામ અમે કરીએ છીએ. ફાર્મ ઉપર નારંગી વાવી છે. તેના ફળમાંથી અમે માર્મલેડ નામની એક ઉત્તમ વાની બનાવી છે. વળી સીરામેલ કોફી બનાવવાનું પણ હું શીખ્યો છું. નાનાં બાળકોને પણ તે આપી શકાય છે. સત્યાગ્રહીઓ જે ફાર્મ ઉપર રહે છે તેમણે ચાહ અને કોફી પીવાનું બંધ કર્યું છે. તેઓ ફાર્મ ઉપર બનાવેલી સીરામેલ કોફી લે છે. સીરામેલ કોફી ઘઉંમાંથી બને છે. ઘઉંને પ્રથમ શેકીને દળવામાં આવે છે અને તેમાંથી તે બનાવાય છે. ફાર્મ ઉપર બનાવેલી ઉપલી ત્રણ ચીજો અમારા વપરાશમાંથી વધે તો બીજાઓને વેચવાનો આગળ ઉપર અમે ઇરાદો રાખીએ છીએ. ફાર્મ ઉપર હાલમાં જે બાંધકામ ચાલે છે તે ઉપર હાલમાં અમે મજુર તરીકે કામ કરીએ છીએ અને તેથી ઉપલી ચીજો અમારે જોઇએ તે કરતાં વધારે બનાવવાનો અમને વખત નથી." સખતમાં સખત ઠંડી પડે તોય ગાંધીજી ઠંડે પાણીએ નહાય છે અને ઓશરીમાં સુઇ રહે છે. જ્યારે તેઓ બહાર જાય છે ત્યારે ઈન્ગ્લીશ ઢબ ઉપર પોશાક પહેરે છે. પણ ઘર આગળ તો તેમનો પોશાક હિંદીઓની ઢબ ઉપરનો હોય છે. જ્યારે છેલ્લી વાર તેઓ હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે બરાબર હિન્દીઓની ઢબ ઉપર પોશાક પહેરતા, તેઓ હાથે વણેલા કાપડમાંથી કપડાં બનાવરાવે છે. કાઠીઆવાડમાં જ્યારે બારીસ્ટર તરીકે તેઓ ધંધો કરતા હતા ત્યારે હિંદી પોષાકમાં કોર્ટમાં હાજર થતા અને પગે પણ હિંદી જોડા પહેરતા અને હિંદીઓના રિવાજ પ્રમાણે જડજ સાહેબ પાસે હાજર થતા. પહેલાં જોડા બહાર કાઢતા કુદરતના નિયમ પ્રમાણે પોતાના જીવનને અનુકુળ બનાવવા તેમણે

લાંબા વખત સુધી એવી તાલીમ લીધી છે કે હવે તે પ્રમાણે જીવન ગાળવું તે તેમના મનથી રમત વાત છે. તેથીજ ટ્રાન્સવાલવા તુરંગની જીંદગી તેમને ત્રાસ આપી શકતી નથી. ઉલટું જ્યારે તુરંગમાં જવું એવી ફરજ આવી પડે ત્યારે તેમ કરવું તે તેમના મનથી આનંદ છે. દસપંદર વર્ષ ઉપર દરબાનમાં રહેતા ત્યારે અને હાલની તેમની જીંદગીમાં કેટલો ફેર પડી ગયો છે. ભર્તુહરી કહે છે કે 'યોગી પુરૂષને જમીન ઉપર સુવાનું આવે અગર છત્રપલંગ ઉપર સુવાનું હોય તોય શું? ઉત્તમ ભોજન ખાવાનું હોય અગર કંદમૂળ હોય તોય શું? પહેરવાનાં કપડાં સુંદર હોય અગર ફાટ્યાં તુટ્યાં હોય તો શું? તો પણ તે યોગી હમેશાં સુખી અને સંતોષી હોય છે.' તેજ પ્રમાણે ગાંધીનું જીવન છે. તેમના મનથી વૈભવ અને નિર્ધનતા સરખાં છે. તેમને માન અપમાન સરખાં છે અને સ્વતંત્ર રહેવાનું અગર સર્વ સરખાં છે. માત્ર એકજ વાત તેમના મનમાં ઠસી રહી છે. તે એ કે હું મારી ફરજ બરાબર બજાવું છું કે નહીં? તુરંગવાસથી સર્વને ત્રાસ ઉત્પન્ન થાય પણ તેથી ગાંધીના મન ઉપર કશુંએ થતું નથી. તેનું શું કારણ? ગાંધી તે સંબંધી પોતાના વિચાર નીચે પ્રમાણે જણાવે છે.

**તુરંગવાસ ઉપર ગાંધીના વિચાર.**

"સવાલ એ છે કે શા માટે આપણે તુરંગમાં જવું? તુરંગમાં આપણા ઉપર દરેક જાતના અંકુશ મુકવામાં આવે છે, ત્યાં આપણે કેદીની માફક જાડાં અને બેડોળ કપડાં પહેરવાના હોય છે, ત્યાં આપણને પુષ્ટિકારક ખોરાક મળતો નથી અને વળી અર્ધ ભૂખમરો વેઠવો પડે છે, ત્યાંના સત્તાવાળાઓ

આપણી સાથે લાતથીજ વાત કરે છે, આપણને પસંદ હોય કે ન હોય તો પણ દરેક જાતનું કામ આપણે કરવું પડે છે, ત્યાં આપણા ઘરમાં ચાકર હોય છે તેટલા દરજ્જાના વોર્ડરના હુકમો આપણે ઉઠાવવા પડે છે, ત્યાં આપણા સગાંવહાલાં કે મિત્રોને મળવા દેવામાં આવતા નથી અને તેમને પત્રો લખવા દેતા પણ નથી, ત્યાં જે કોટડીમાં ચોર અને લુંટારાને રાખવામાં આવ્યા હોય ત્યાં આપણને રાખે છે અને જીંદગીને જરૂરની વસ્તુઓ પણ આપણને મળતી નથી. આવી જગાએ જઈ આવાં આવાં સંકટ અને દુઃખ આપણે શા માટે ખમવાં ? આવી સ્થિતિમાં રહેવું તેના કરતાં મરવું વધારે સારૂં છે. કેદમાં જવા કરતાં દંડ આપી છુટા થવું તે વધારે સારૂં છે. તુરંગના સંકટમાંથી પરમેશ્વર તેનાં બચ્ચાંને બચાવો. આવા વિચારોથી માણસ બ્હીકણ અને બાયલો બની જાય છે. અને તુરંગની જીંદગીની હમેશની બ્હીકથી પોતાના દેશ ખાતર જે કિંમતી સેવા તેણે કરવી જોઇએ તે કરતાં પાછો ભાગે છે. બીજી રીતે જોવા જઇએ તો પોતાના દેશના નામ અને લાભ ખાતર અને પોતાના ધર્મની ખાતર તુરંગમાં જવાનું આવે એ આપણા મોટા ભાગ્યની વાત છે. રોજ આપણને જે વિટંબણાઓ પડે છે તેમાંની તુરંગમાં કંઇ પડતી નથી. દરરોજની આપણી જીંદગીમાં આપણે ઘણા જણના હુકમ ઉઠાવવા પડે છે પણ તુરંગમાં તો એક વોર્ડર એકલાનાજ કહ્યામાં રહેવું પડે છે. તુરંગમાં પોતાનું પેટીઉં કુટી કહાડવાની કે રાંધવા કરવાની કંઇ પંચાત હોતી નથી, કારણ કે સરકાર તે બધું કરે છે. આપણી તંદુરસ્તીની દરકાર પણ સરકાર કરે છે અને તે વાસ્તે આપણે કાંઇ પૈસા આપવા પડતા નથી શરીરને કસરત

મળે એટલું પુરતુ કામ આપણને તુરંગમાં મળે છે અને ત્યાં નઠારી કુટેવોમાંથી આપણે મુક્ત હોઇએ છીએ અને તેથી આપણો આત્મા બંધન મુક્ત થાય છે. તુરંગમાં શરીર ઉપર અંકુશ મુકવામાં આવે છે, પણ આત્મા છુટો હોય છે. ત્યાં આપણે નિયમિત બનીએ છીએ. શરીર ઉપર અંકુશ રાખનારા આપણા શરીરની સંભાળ રાખે છે. તુરંગવાસને આ રીતે સમજીએ તો ખરેખર આપણે સ્વતંત્ર બનીએ છીએ. જો કંઇ કમનસિબ બનાવ બને કે કોઇ દુષ્ટ વોર્ડર આપણા પ્રત્યે જારતી ગુજારે તો ધીરજ રાખવાનું કામ આપણે શીખીએ છીએ અને આ પ્રમાણે આપણા ઉપર કાબુ રાખવાની તક મળી તેથી ખુશી થઇએ છીએ, આ પ્રમાણે જેઓ વિચાર કરે છે તેઓની ખાતરી થાય છે કે તુરંગવાસમાં પણ સુખ છે. તુરંગવાસને સુખી બનાવવો કે દુઃખી બનાવવો એ માત્ર આપણા પોતાના ઉપર અને આપણી પ્રકૃતિ ઉપર આધાર રાખે છે. ટ્રાન્સવાલના તુરંગના મારા અનુભવ ઉપરથી વાચકવર્ગને ખાતરી થશે કે પોતાના દેશના લાભ ખાતર અને પોતાના ધર્મ ખાતર તુરંગમાં જવું એજ અંતિમ સુખનું સાધન છે.

અમેરીકાના રહેવાસી મી. થોરો જેણે સને ૧૮૪૯ મા જજીઆવેરો આપવા ના પાડી હતી, અને જેઓને બે ત્રણ ફુટ જાડી દીવાલ વાળી અને લોઢાલાકડાવાળી એક ફુટ જાડા બારણા વાળી કોટડીમાં પુર્યો હતો, ત વખતે તેણે નીચે પ્રમાણે પોતાના વિચાર જણાવ્યા હતા. “મારા અને ગામના લોકો વચ્ચે પથ્થરની દીવાલ છે એ છતાં પણ હું જેટલો સ્વતંત્ર છું તેટલાજ સ્વતંત્ર થવા વાસ્તે તેમને એક વધારે જબરી દીવાલ તોડવી પડશે. હું બંધીવાન થયો છું,

એમ હું જરાય માનતો નથી અને મારી આસપાસની દીવાલો મને પથ્થર અને ચુનાના ગેરઉપયોગ જેવુંજ લાગે છે. મને એમ લાગે છે કે મારા ગામના બધા રહેવાસીઓમાં મેંજ ફક્ત વેરો ભર્યો છે. મારા પ્રત્યે કેમ વર્તવું તે તેઓ સમજતાજ નથી અને હલકા માણસોની પેઠે મારી તરફ વરતે છે. મને જે ધમકી આપે છે અગર જે માન આપે છે તે દરેકમાં તેમની ગંભીર ભૂલ થાય છે. કારણ કે દીવાલની બીજી બાજુ હોવાની મારી મુખ્ય ઇચ્છા છે એમ તેઓ ધારે છે. મારા વિચારો બંધ કરવા માટે તેઓ કેવી સંભાળપૂર્વક કોટડીને તાળાં લગાવતા હતા તે જોઇ મને હસવું આવ્યું, તે વિચારો તરતજ તેમની પાછળ કંઇપણ હરકત વિના બહાર ગયા. તેઓ મારા આત્માને અડકી શકયા નહી એટલે તેમણે મારા શરીરને શિક્ષા કરવાનો વિચાર કર્યો. જ્યારે નાના છોકરાઓ કોઇ માણસ ઉપર તેમને વેર હોય ત્યારે તેને કંઇ ન કરી શકવાથી તેના કુતરાને ગાળો દે છે, તે પ્રમાણે તેમણે કર્યું. મને લાગે છે કે રાજ્યમાં ઓછી અક્કલ છે, કોઇ એકલી સ્ત્રી પોતાની પાસે સગીના હોય અને તેથી બ્હીએ તેમ રાજ્ય બ્હીએ છે, અને તેના મિત્રો કોણ છે અને દુશ્મનો કોણ છે તે તે જાણી શકતું નથી. તેથી તે પ્રત્યેનો મારો ભાવ જતો રહ્યો છે અને તેના પર મને દયા આવે છે."

ગાંધી આ પ્રમાણે તુરંગવાસ સંબંધી વિચારો ધરાવે છે પોતાની દેશની ખાતર અને પોતાના ધર્મની ખાતર તુરંગનાં કોઇ પણ સંકટને તેઓ ગણકારતા નથી અને જેમ વધારે સંકટ પડે તેમ તેઓ વધારે દૃઢ બને છે. તેમની જગાએ બીજો ઓછા દૃઢ વિચારનો મનુષ્ય હોય તો કયારનો ડરી ગયો હોય. પોતાના દેશના ભાઇ ખાતર કોઇ પણ આત્મભોગ આપવો તે તેઓના મતથી કંઇ

વિસાતમાં નથી. જે સિદ્ધાંત તેમણે રજુ કર્યો છે તેજ વાસ્તે તેઓ જીવનધારણ કરે છે. આ દુનીઆ પર મનુષ્ય જીવનમાં શો ભેદ સમાયલો છે તેનો વિચાર કરવા તેઓ ઘણા વખતથી ફુરસદ મેળવવા મથતા, પણ સાર્વજનિક કાર્યોમાં તે ફુરસદ મળતી નહીં તેથી તુરંગમાં એકાંતવાસ મળતાં તે વિચાર કરવા લાગ્યા. તે તક મળેલી જોઇ તેઓ ઘણા ખુશી થયા. તુરંગમાંથી છુટયા પછી 'ઇન્ડીઅન ઓપીનિઅન' પત્રમાં તેમજ લંડનમાં મેળવડા સમક્ષ પોતાના વિચારો જણાવવા લાગ્યા.

**ગાંધિનો અંતરાત્મા.** ગાંધીના હાલના સુધારા સંબંધી વિચારો જાણવા જેવા છે. તેમણે પોતાના એક મિત્રને લખેલા પત્રમાંની કેટલીક હકીકત આ નીચે ઉતારી છે. તે જાણવાથી ગાંધીનો અંતરાત્મા જાણી શકાશે.

(૧) પુર્વ અને પશ્ચિમના દેશો વચ્ચેનો મેળાપ કાંઇ અશક્ય નથી,

(૨) પાશ્ચાત્ય સુધારો કે યુરોપનો સુધારો એવું કાંઇ નથી, પણ અર્વાચિન સુધારો છે તે તદ્દન જડવાદ ઉપર અવલંબી રહ્યો છે.

(૩) હાલના સુધારાની અસર યુરોપની પ્રજાઓ ઉપર થઇ ત પહેલા તે પ્રજા પુર્વની પ્રજા સાથે ઘણીજ મળતી હતી. જે યુરોપીયનો ઉપર હાલના સુધારાની અસર થઇ નથી તેઓ તે સુધારામાંથી ઉત્પન્ન થયેલા યુરોપીયનો કરતાં હીંદવાસીઓ સાથે વધારે હળી મળી જાય છે.

(૪) ખરૂં જોતાં હિંદુસ્તાન ઉપર બ્રીટીશ પ્રજાનું રાજ્ય

નથી, પણ સુધારાની ફતેહ ગણાતી રેલ્વેઓ, તાર, ટેલીફોન અને દરેક નવી શોધ જેથી સુધારો ગણાય છે તેજ હિંદુસ્તાન ઉપર રાજ્ય કરે છે.

(૫) મુંબાઇ, કલકત્તા અને બીજાં મુખ્ય શહેરો છે તેજ ખરી મરકીનાં સ્થાન છે.

(૬) બ્રીટીશ રાજ્યની જગાએ હિંદનું રાજ્ય થાય અને તે હાલના સુધારા પર ચાલે તો હિંદુસ્તાનમાંથી વિલાયત ઘસડાઇ જતો પૈસો કેટલોક અટકે તે સિવાય બીજો કંઇ ફાયદો નથી. એવું થાય તો હિંદુસ્તાન યુરોપ કે અમેરીકાની બીજી કે પાંચમી આવત્તિ થાય.

(૭) પશ્ચિમ જો હાલનો સુધારો બધો ફેંકી દે તોજ તે પુર્વને મળી શકે. પુર્વ જો હાલનો સુધારો દાખલ કરે તો પુર્વ અને પશ્ચિમ દેખીતી રીતે મળી શકે પણ તેવો મેળાપ માત્ર શસ્ત્ર બદ્ધ સુલેહ જેવો છે. કે જેવી સુલેહ ઇગ્લાંડ અને જર્મની વચ્ચે હાલ છે. તે બન્ને દેશો એક બીજાથી બચવા વાસ્તે મૃત્યુના પંજામાં રહે છે.

(૮) આખી દુનીઆને સુધારવાનું કોઇ માણસો માથે લે તો તે માત્ર ઉદ્ધતાઈ સિવાય બીજું કંઇ નથી. ઘણાંજ કૃત્રિમ અને ઉતાવળી ગતિવાળાં સાધનો (રેલવે, આગબોટ વગેરે)થી તેમ કરવા મથવું તે આકાશ કુસુમવત છે.

(૯) એશ આરામ અને સુખના સાધન વધે તેથી નીતિમાં વધારો થાય એમ સાધારણ રીતે બનતું નથી.

(૧૦) આધુનિક દાક્તરી વિદ્યા તે એક જાતનું મેલું જાદૂ છે. ઉત્તમ દાક્તરી કરામત કરતાં ઉંટવૈદુ હજાર દરજ્જે સારૂં છે.

(૧૧) સેતાન પોતાનો કાબુ જગત ઉપર રાખવા વાસ્તે દવાખાનાંનો ઉપયોગ કરે છે. દુર્ગુણ, દુઃખ, અધોગતિ અને ખરી ગુલામગીરી દવાખાનાં વધારે છે. મેં દાક્તરી સારવાર લેવાનો વિચાર કર્યો તે વખતે ખરેખર હું મારા માર્ગથી બહાર હતો. દવાખાનાંમાં જે ભયંકર કાર્યો થાય તેમાં ભાગ લેવો એ મહા પાપનું કામ છે. ગુહ્ય ભાગના રોગ અને ક્ષય રોગ વાસ્તે જો દવાખાનાં ન હોત તો દુનિયામાં ક્ષય રોગ ઓછો હોત અને મનુષ્યમાં અનીતિ પણ ઓછી હોત,

[૧૨] છેલ્લાં પચાસ વર્ષો દરમ્યાન જે શિક્ષણ હિંદુસ્તાને લીધું છે તે ભૂલી જવામાંજ હિંદુસ્તાનનું ભલું છે. રેલવે, તાર, દવાખાનાં, વકીલો, દાક્તરો અને એવું સર્વ બંધ થવું જોઇએ અને ઉંચા ગણાતા વર્ગોએ ખરૂં સુખ આપનારી ખેડુતની સાદી જીંદગી ગાળવી જોઇએ.

[૧૩] મીલોમાં સંચાથી બનતાં કપડાં હિંદ વાસીઓએ વાપરવાં નહી જોઈએ, પછી તે મીલો હિંદુસ્તાનની હોય કે યુરોપની હોય.

[૧૪] આ હેતુ પાર પાડવામાં ઇંગ્લાડે હિંદુસ્તાનને મદદ કરવી જોઇએ, ત્યારે હિંદુસ્તાન ઉપર તેનું રાજ્ય યોગ્ય છે. ઇંગ્લાંડમાં ઘણા પુરૂષો છે જે એ પ્રમાણે વિચાર કરે છે.

[૧૫] લોકોની આર્થિક સ્થિતિ ઉપર અંકુસ મુકી તે પ્રમાણે સમાજનું બંધારણ ગોઠવવામાં અસલના રૂષિ મુનીઓએ ખરૂ ડાહાપણ વાપર્યું છે. પાંચ હજાર વર્ષ ઉપરનું હળ જેવું હતું તે પ્રમાણે હાલનું હળ છે, તેમાંજ આપણું ભલું સમાયલું છે. આ

સ્થિતિમાં લોકો સુખ શાન્તિમાં જેટલો વખત રહે છે તેટલી સુખ શાંતી હાલની આધુનિક ચળવળમાં યુરોપમાં લાંબી ટકતી નથી. અને દરેક સુજ્ઞ પુરૂષે અને દરેક અંગ્રેજે આ સત્ય સમજી તેપ્રમાણે ચાલવા પ્રયત્ન કરવો જોઇએ એમ હું માનું છું.

સત્યાગ્રહની લડતનું ખરૂં સ્વરૂપ સમજાયાથી હું ઉપલા નિર્ણયો ઉપર આવ્યો છું. જે લોકો હાલના જમાનાની ધમાલમાં પડયા છે, તેમનામાં આ બધો મોટો ફેરફાર થશે કે કેમ તે વાત સાથે મારે નિસબત નથી. મને જે સત્ય લાગે તે પ્રમાણે મારે વર્તવું જોઇએ અને તેટલા માટે બધા લોકો શરૂ કરે ત્યાં સુધી મારે રાહ જોઇને બેશી રહેવું ન જોઇએ. આપણાંમાંના જેમને આ પ્રમાણે સત્ય લાગતું હોય તેમણે તે પ્રમાણે વર્તવું જોઇએ અને આપણે જો ખરા હોઇશું તો બીજા પણ આપણી પેરે ચાલશે. સિદ્ધાંત આ છે માટે આપણું વર્તન પણ બને તેટલું તે પ્રમાણે થવું જોઇએ. આપણે જમાનાની ગાંડી ધમાલમાં છીએ. એટલે તેનાથી તદન મુક્ત તો આપણે થઇ શકીએ નહીં; જ્યારે જ્યારે હું રેલવે ગાડીમાં મુસાફરી કરૂં છું ત્યારે મને જે સત્ય લાગ્યું છે તેને હું અન્યાય આપું છું એમ મને લાગે છે. તેનું જે પરિણામ આવે તેથી હું બ્હીતો નથી. ઇંગ્લાંડની મુસાફરી કરવી એ ખરાબ છે અને દરીઆના કુતરા [આગબોટો] મારફતે હિંદુસ્તાન અને દક્ષિણ આફ્રિકા વચ્ચેનો સંબંધ પણ ખરાબ છે. તમે કે હું આ અવતારમાં આ પ્રમાણે કરી શકીએ કે નહી, પણ મુખ્ય બાબત એ છે કે આપણે સિદ્ધાંતને અમલમાં મુકવો જોઇએ તમે દરેક પ્રકારના માણસોની સાથે સંબંધમાં આવતા હશો. તેથી

મેં જે મનથી નક્કી કર્યું છે તે મારે તમને જણાવવું જોઇએ. જો તમે મારી સાથે મલતા હોતો રાજ્યક્રાંતિ કરનારા અને બીજા એવા માણુસોને કહેવાની તમારી ફરજ છે કે જે જાતની સ્વતંત્રતા તેમને જોઇએ છીએ તે મારફાડ કરવાથી અથવા ખુના મરકીથી મળવાની નથી, પણુ પોતાની જાતને સુધાર્યાથી અને ખરા હિંદી બનવાથી મળશે. ત્યારે બ્રીટીશ રાજકર્તા તમારા ઉપરી નહીં પણુ તમારા નોકર બનશે, તેઓ જુલમગાર નહીં પણુ તમારા રક્ષણુ કરનારા બનશે, અને હિંદુસ્તાનના લોકો સાથે તેઓ સલાહ સંપ અને સુખથી રહેશે તેટલા માટે પોતાના હાથમાં રહેશે. જો આપણામાં પુરતો આત્મત્યાગ અને આત્મસંયમ હોય, તો આપણે આ પળેજ છુટા થઈ શકીએ. જે સાદાઇ આપણી હજુ ઘણે ભાગે છે અનેજે થોડા વર્ષ પહેલાં સંપુર્ણ આપણી હતી તે પાછી લાવી શકીએ તો ઉત્તમ. હિંદીઓ અને ઉત્તમ અંગ્રેજો હિંદુસ્તાનમાં એકબીજા સાથે રહી ધારેલું કાર્ય કરી શકે અને આપણી ઉન્નતિ થાય. જ્યારે રેલવેઓ હિંદુસ્તાનમાં દાખલ નહોતી થઇ, ત્યારે ધર્મગુરૂઓ અમે ધર્મ પ્રચારકો પગે ચાલીને દેશના એક છેડાથી બીજા છેડા સુધી જતા અને દરેક જાતનું જોખમ વેઠતા. આ સઘળું તેઓ શોખને ખાતર કે તબીઅત સુધારવા સારૂ નહોતા કરતા પણુ પ્રજાનું ભલું કરવાકરતા. તે વખતે કાશી અને બીજાં તીર્થનાં સ્થળ ખરેખર પવિત્ર ધામ હતાં પરંતુ અત્યારે તો તે સર્વ દુષ્ટ સ્થાન થઇ પડયાં છે.

મારાં છોકરાં સાથે ગુજરાતીમાં હું વાત કરતો તેથી તમે મને ઠપકો આપતા, હવે મારી વધારે ને વધારે ખાત્રી થતી જાય છે કે તેમની સાથે અંગ્રેજીમાં વાત નહીં કરવાનું હું વ્યાજબી

કરતો, એક ગુજરાતી ગૃહસ્થ બીજા ગુજરાતી ગૃહસ્થ સાથે અંગ્રેજીમાં વાત કરે તેની વિચીત્રતાનું તો તમે વિચાર કરો, જે અંગ્રેજી ભાષા તેને બરાબર બોલતાં આવડે નહી અને તે લખવામાં વ્યાકરણની ભૂલો કરે. અંગ્રેજી ભાષા બોલવામાં અને લખવામાં જે હસવા લાયક ભૂલો હું કરૂં છું તેવી ભૂલો ગુજરાતી ભાષા લખવામાં કદી ન કરૂં. જ્યારે કોઇ વિદેશી સાથે અંગ્રેજી ભાષામા હું વાત કરૂં છું ત્યારે ખરેખર હું તે ભાષા ભૂલતો જાઉં છું. જો તે ભાષા મારે બરાબર શીખવી હોય અને મારા કાનને તેથી માહેતગાર કરવો હોય તો અંગ્રેજ ગ્રહસ્થ સાથે વાત કરવાથી અથવા તેને બોલતો સાંભળવાથી બની શકે."

તેવીજ રીતે ગાંધીએ ઇંગ્લાંડમાં ભાષણ આપતી વખતે જણાવ્યું હતું કેઃ—"હાલનાં જમાનાની ગાંડી ધમાલ વિરૂધ મારો સખત અણગમો છે અને વિજ્ઞાન શાસ્ત્ર કે જેનાથી રેલવે, મોટર તાર, ટેલીફોન અને વીમાન વગેરે પ્રાપ્ત થયાં છે તેને હું આશિર્વાદ સમાન ગણતો નથી. કારણ કે માણસની જીંદગીનો મુળ હેતુ જે છે તે તરફ વિચારો જતા નથી. આત્માની ઉન્નતિને બદલે શારિરીક સુખ અને એશઆરામ તરફ વૃત્તિ જાય છે. હું કોણ છું એનો વિચાર કરવાનો માણસને વખત નથી. એકાંતમાં વિચાર કરવાને બદલે માણસોને વર્તમાનપત્રો, અગર રમતો અગર એવાં ધતીંગ તરફ મન જશે. વર્તમાન સુધારાની દોડધામ વિરૂદ્ધ રસ્કીન પણ મારી માફક વાંધો જણાય છે. આ બધું જડવાદનું શાસ્ત્ર બ્રીટીશ લોકોએ દાખલ કર્યું એમ હું કહેતો નથી પણ તેની અસર હિંદુસ્તાન ઉપર ઘણીજ ખરાબ થઇ છે. દાખલા તરીકે

હિંદુસ્તાનનાં તિર્થનાં સ્થળ રેલ્વેથી બગડી ગયાં છે કારણ કે રેલ્વેની સગવડતાથી એવા લોકો ત્યાં આવે છે કે જે ભોળા લોકો ને ઠગે છે. આવા ઠગ લોકમાં પ્રથમના વખતમાં જ્યારે રેલ્વેઓ નહોતી ત્યારે ઘણું દુર ચાલવાની, નદીઓ ઓલંગવાની તાકાદ નહોતી. તિર્થના સ્થળોમાં અસલના વખતમાં ઉત્તમ લોકોજ જતા અને એકબીજાની સાથે સમાગમમાં આવતા. પવિત્ર સ્થળોનો હેતુ તે વખતે હિંદુસ્તાન દેશ પવિત્ર બનાવવાનો હતો. અંગ્રેજો હિંદમાં આવ્યા તે પહેલાં પ્લેગ અને દુકાળ હતા. તો તે માત્ર સ્થાનિક અને અમુક જગાએજ હતા. અત્યારે રેલ્વેઓથી તેઓ ચારે તરફ ફેલાઇ ગયા છે. અત્યંત જડવાદથી જે ભયંકર અને ગંભીર પરિણામ આવવું જોઇએ તે અટકાવવા વાસ્તે હિંદુસ્થાને પોતાની અસલ પવિત્રાઇ ઉપર જવું જોઇએ. અને તે પવિત્રાઇ હજુ તદ્દન ભુસાઇ ગઇ નથી. પશ્ચિમ સાથેનો સમાગમથી હંદે પોતાની સુસ્તી દુર કરે છે અને નવી જાગૃતિનો રૂડો ઉપયોગ કરવામાં આવે તો હિંદ, ઇંગ્લાંડ તેમજ આખી દુનીઆને ફાયદો થયા વિના રહે નહિ. પશ્ચિમનો જડવાદી વર્તમાન સુધારો જાપાનની માફક જો હિંદુસ્તાન દાખલ કરશે તો હિંદ અને ઇંગ્લાડ વચ્ચે નિરંતરનો ઝઘડો રહેશે. પણ જો હિંદનો પ્રાચીન સુધારો હાલનો નવા સુધારાના હુમલાને અટકાવી શકશે અને અસલની રીત પ્રમાણે હિંદ જો ધર્મનું અને આત્માનું શિક્ષણ આપતું રહેશે તો પછી પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનો અંતરાય અશક્ય નથી. કેટલીક બાબતો એવી છે કે જે આપણે સમજી શકતા નથી પણ જીંદગીનો મુળ હેતુ એ છે કે આપણે મન વાચા અને કર્મ એ ત્રણેથી સદ્જીવન ગાળવું

જોઇએ, પણ જો આપણે શરીર ઉપરજ બધા વિચાર કરીએ તો આત્મા નબળો પડી જશે એ વાત નક્કી છે."

**પ્રાચિન હિંદુ સુધારાનાં સુત્રો.**

આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે ગાંધી પ્રાચિન હિંદુ સુધારાના એક ઉપાસક છે. તેઓ માને છે કે આર્યાવર્તનો પ્રાચિન સુધારો બીજા દેશના કોઇ પણ સુધારા કરતાં ચઢીઆતો છે. કારણ કે તેનું બંધારણ ધર્મ અને ઉત્તમ નીતીનાં તત્વો ઉપર રહેલું છે. હાલના પાશ્ચાત્ય સુધારામાં કે બીજા કોઇપણ સુધારામાં ધર્મ અને નીતિને ઉંચુ પદ મળ્યું નથી. તેથી હિંદના પ્રાચિન સુધારા વાસ્તે અને તેને જન્મ આપનાર હિંદ ભૂમિ વાસ્તે તેમને ઘણું માન છે. તેટલા માટે ગમે તેટલી લાલચો છતાં અને સંકટો છતાં તે ભુમિ પ્રત્યેનું દેશાભિમાન તેમના અંગમાં રગેરગે વ્યાપી રહ્યું છે. પોતાનો દેશ બ્રીટીશ સામ્રાજ્યનું અંગ છે, અને દક્ષિણ આફ્રિકા પણ તેજ સામ્રાજ્યનું એક અંગ છે, ત્યારે એક અંગ બીજા અંગનું શી રીતે અપમાન કરી શકે ? કારણ કે એક અંગના લોકોની ચામડીનો રંગ બીજાના કરતાં જુદો છે અથવા તે જુદો ધર્મ પાળે છે! જો આવી રીતે ચાલતું હોય તો તેવા સામ્રાજ્યનો કંઇ અર્થ નથી એમ તેઓ માને છે. ગાંધીનું દેશાભિમાન અને ગાંધીનો ધર્મ જુદો નથી. જે દેશમાં ધર્મ અને નીતિ નીચી પાયરી ઉપર હોય છે ત્યાં દેશાભીમાન પણ હલકુ હોય છે પણ જ્યાં નીતિથી લોકો ચાલે છે ત્યાં તેઓનું મનુષ્યત્વ ઉંચા પ્રકારનું હોય છે. તેમની સલાહ પ્રમાણે ચાલનારા તેમના અનુયાયીઓને તેઓ હમેશાં ટોકતા રહે છે કે પ્રાચિન હિંદુઓના ઉંચા વિચારોથી

આધાપાછા જતા નહીં. અને જો તે વિચારોને વળગી રહેશો તો સ્વરાજ્ય તમને ટુંક મુદતમાં મળશે. ગાંધી દરેક માણસને ઠસાવવા પ્રયત્ન કરશે કે પ્રાચિન હિંદુ સુધારો એટલો બધો શ્રેષ્ઠ છે કે હિંદુઓએ બીજાઓ પાસેથી કંઇ શીખવાનું નથી. પણ ઉલટું બીજી પ્રજાઓને હિંદુઓ પાસેથી ઘણું શીખવાનું છે. શાકભાજી અને અન્નાદિકનો આહાર, માદક પદાર્થોનો ત્યાગ, શૌચ (સ્વચ્છતાના) અને બીજા કેટલાક રીવાજો જેના ઉપર હિંદુ સમાજનો પાયો રચાયો છે તે સર્વની કીંમત હવે યુરોપમાં થવા લાગી છે. હિંદના ઋષિમુનીઓના સ્થાપેલા રીવાજોનું અનુકરણ છેલ્લા પચીશ વર્ષથી લંડન શહેરમાં ઘણું થાય છે. ત્યાં દરેક અગત્યના સ્થળે શાકભાજી અને અન્નાદિકનું ભોજન પુરૂં પાડનાર હોટેલો (વીશીઓ) મળી આવે છે અને તે હોટેલોમાં દારૂ વિગેર માદક પદાર્થો મળી શકતા નથી. આ હોટેલોનો ઉપયોગ કરનારાઓની સંખ્યા પણ દિન પ્રતિદિન વધતી જાય છે હિંદમાં કરોડો લોકો રોટલા સાથે દહીંનો ઉપયોગ કરે છે. વૈદિક દૃષ્ટિએ દહીં ઉત્તમ છે; અને હિંદુસ્તાનમાં તે વાત સર્વ જાણે છે, બે ચાર વર્ષ ઉપર ફ્રાન્સના પેરીસ શહેરના એક દાકતરે તે હકીકત બહાર આણી ત્યારે હવે તંદુરસ્તી આપનારી તરીકે લંડનમાં અને પેરીસમાં ઘણા લોકો તેનો ઉપયોગ કરે છે. તે દાકતર દરરોજ એક વાટકો ભરી દહીં ઉડાવી જાય છે અને વે કહે છે કે તેની તબીયત તેથી ઘણી સારી રહે છે, પૂર્વના દેશોના વિચારો પશ્ચિમ દેશોની ભાષામાં ફેરવાઇ જઇ પૂર્વમાં ફરી આવે છે અને નવા વિચારો તરીકે મનાય છે; પણ ખરૂં જોતાં તે એના એજ છે. યુરોપખંડના મધ્યમ વર્ગના અને તેથી ઉતરતા દરજ્જાના

લોકોના ઘરમાં નહાવાની સગવડ છેજ નહીં. તેમના મનથી નહાવું એ મોજશોખ ગણાય છે અને તેથી ઘણા થોડા લોકો તે સંબંધીના ખર્ચમાં ઉતરે છે. તેથી લંડનના લત્તાઓમાં સરકારના ખર્ચે નહાવાની સગવડો પુરી પાડવામાં આવતાં ઘણા લોક તેનો લાભ લે છે અને સ્વચ્છ થતાં શીખે છે. સાદુ જીવન ગાળવું અને એશઆરામમાં રહી લખલુટ ખર્ચમાં ઉતરતાં અટકવું વિગેરે બાબતો હવે પશ્ચિમ તરફનાં દેશોમાં ધીરે ધીરે સમજાતી જાય છે, સાદો પરંતુ પુષ્ટિકારક ખોરાક, વનસ્પતિ ખોરાક લેવો અને સાદુ જીવન ગાળવુ તે સંબંધી વિચારો બીજાઓને ઠસાવવા સારૂ વિલાયતમાં સંસ્થા ત્યાં સ્થાપવામાં આવી છે. તેનો હેતુ સાદી જીંદગી ગાળવી અને હાથ કારીગરીને ઉત્તેજન આપવું એ છે. મી. ગોડફ્ર નામના એક અંગ્રેજે લંડન પાસેના એક ગામડામાં હાથની સાલોનું કારખાનું કાઢવું છે અને તેમાં જનતા માલ વાસ્તે ઘણી માગણી છે, ઘરઘવુ ધંધા અને ઉદ્યોગો જે એક વખતે હિંદમાં ચારે તરફ હતા અને જેનો કેટલોક નાશ હાલનાં યાંત્રીક બળનાં કારખાનાંએ કર્યો છે તેનો ઉપયોગ કરવાનું ઉપલી ' ન્યુક્રુઝેડ ' નામની સંસ્થા હવે કહે છે. તે કહે છે કે વરાળથી ચાલતાં કારખાનાં બંધ થઇ હાથથી ચાલતો ઉદ્યોગ શરૂ થાય તો સારૂ સામાજિક અને ધાર્મિક બાબતોમાં પણ હિંદુસ્તાન ઘણું શીખવી શકે એમ છે. માણસોના મડદાને અગ્નિ સંસ્કાર કરવાનું કામ માત્ર હિંદુઓનું છે અને તે હજારો વર્ષોથી ચાલે છે, તેની કદર યુરોપના વિચારવંત મનુષ્યોમાં હવે થવા લાગી છે. હાલ પેરીસ અને લંડનમાં ઘણા મનુષ્યોએ તે રીતે દાખલ કરી છે અને તેવાઓની સંખ્યા વધતી જાય છે. ટુંકામાં જીંદગી અને જીવનને લગતી ઘણી

બાબતોનો સંતોષકારક ફડચો આપણા પુર્વજોએ હજારો વર્ષથી નક્કી કર્યો છે. પ્રોફેસર મેક્ષમુલરે "હિંદ અને તે આપણને શું શિખવી શકે" નામના પોતાના પુસ્તકના ૬ ઠા પાને લખ્યું છે કે 'આખી દુનીયામાં દ્રવ્ય, શક્તિ અને સુંદરતા કુદરતે કોઈ પણ દેશ ઉપર બક્ષ્યાં અને તેને કોઇ કોઇ જગાએ સ્વર્ગ સમાન બનાવ્યો હોય તો તે દેશ એક હિન્દુસ્તાન છે. કોઇ મને પુછે કે મનુષ્યની બુદ્ધિ કયા સર્વથી વધારે ખીલી છે, ક્યાં જીવનના મોટા મોટા સવાલો ઉપર ઉંડો વિચાર થયો છે અને તેનો ઘણો સંતોષકારક ફડચો થયો છે તો હું કહું કે તે હિંદુસ્તાન દેશ છે. અને આપણી જીંદગી વધારે સંપૂર્ણ, વધારે સુંદર અને ભરપુર બનાવવા વાસ્તે આપણે કયા દેશના સાહિત્યને જોવું તો પણ જવાબ એજ મળશે કે તે 'હિંદુસ્તાન છે" હિન્દુ સુધારાના મુખ્ય સૂત્રો આત્મભોગ, આત્મસંયમ અને આત્મત્યાગ એ છે. તે સર્વ મનુષ્ય જાતીનું શ્રેય અને કલ્યાણ થાય એમ બતાવે છે અને સાર્વજનિક ભલા વાસ્તે સ્વાર્થનો ત્યાગ કરવો એવી આજ્ઞા કરે છે શરિરને દુઃખ અને સંકટ વેઠવાની ટેવ પડે માટે તે ઉપવાસ અને તપ કરવાનું શીખવે છે, પરંતુ હાલનો પાશ્ચાત્ય સુધારો માણસની પ્રગતિ જુદી રીતે શીખવે છે. પોતાની જીંદગીને સારી પેઠે સુખ ચેન પડે એટલા માટે પોતાની હયાતી દરમ્યાન સારી પેઠે સુખનાં સાધન અને દ્રવ્ય એકઠાં કરવાં, પછી તેથી બીજાઓની જીંદગી ઉપર શી અસર થશે તેની દરકાર કરવાની નથી. આ સુત્ર પશ્ચિમના સુધારાના ઉપાસકો સેવે છે, વ્યક્તિઓ તેમજ પ્રજાઓ તેજ પ્રમાણે પ્રવૃત્તિ કરી રહી છે. હાલની યુરોપીઅન પ્રજાઓનો મુખ્ય સિદ્ધાંત એ છે કે બીજી પ્રજાઓને

દબાવી પોતાનું સુખ સાધવું, પોતે આગળ વધવુ, અને પોતે મોટા ગણાવું એ છે. તે હેતુ પાર પાડવા યુરોપીઅન રાજ્યો મોટાં સૈન્ય અને નૌકા ખાતાં રાખી તે પાછળ અઢળક દ્રવ્ય ખર્ચે છે અને તેથી રૈયત ઉપર કરનો બોજો સહન ન થઇ શકે એટલે દરજ્જે વધ્યો છે અને તેમાં ગરીબ લોકોનો મરો થાય છે. પરંતુ હિંદુસ્તાનના પ્રાચિન રૂષિ-મુનીઓનું શિક્ષણ તેથી ઉલટા પ્રકારનું છે. પોતાની ઇંદ્રિયો અને વાસનાઓ ઉપર કાબુ રાખવાનું શીક્ષણ આપવામાં આવે છે, કામ, ક્રોધ, લોભ વિગેરે છ મનુષ્ય જાતના દુશ્મન છે અને તેમનું જોર વધી ન જાય એ સુત્રનું શિક્ષણ અપાય છે. ગાંધી માને છે કે આવી રીતે ચાલી સાદી જીંદગી ગાળવી અને શાસ્ત્રોનાં વચનો પાળવાં. જો તેથી ઉંધી રીતે હિન્દના લોકો ચાલશે અને માત્ર પાશ્ચાત્યોનું અનુકરણ કરશે તો આપણી હજુ વધારે ને વધારે અધોગતિ થશે. જો આપણે સ્વાર્થ તરફ વધારે ને વધારે ધ્યાન આપીશું તો એકંદરે આખી પ્રજાને ગેરલાભ થશે. અને જો આપણે દ્રવ્ય પ્રાપ્તિ તરફ વધારે ને વધારે લક્ષ આપીશું તો પ્રજા વધારે ને વધારે ગરીબ બનતી જશે, હિંદીઓનું લક્ષ્યબિંદુ આ પ્રમાણે જગતનું કલ્યાણ કરવું તે છે તેથી અંગત સ્વાર્થથી દોરાઇ દ્રવ્ય એકઠું કરવા અને એશઆરામ ભોગવવાની વૃત્તિનું પાશ્ચાત્યોનું અનુકરણ કરીશું તો આપણી અવનતિ અવશ્ય થવાની. પરીણામ એ આવશે કે આપણે અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થવાના એમ ગાંધી માને છે.

યુરોપ ખંડના લોકો તો આજે પોતાનું સુખ વધારવા અને વધારે આરામની સ્થિતિમાં રહેતા માણસોનું

**હાલના સુધારાની ખુબીઓ.** અનુકરણ કરવામાંજ રચ્યા પચ્યા છે, ગરીબ રહી સાદી જીંદગી ગાળવાનું અને પારકાના ભલામાં રાજી રહેવાનું ત્યાંના લોકોના મોટા ભાગને પસંદ નથી. અમેરીકા અને ઑસ્ટ્રેલીયાના અસલ વતનીઓનો લગભગ સમુળગો નાશ થયો છે અને તેમનું સ્થાન યુરોપીઅન લોકોએ લીધું છે, યુરોપની જુદી જુદી પ્રજાઓ જેવી કે, ઈંગ્લાંડ જર્મની, બેલ્જીયમ, ઇટાલી, પોર્ચુગલ વગેરે દેશની પ્રજાઓએ આફ્રિકા ખંડ વહેંચી લીધો છે, ત્યાં પોતપોતાના ભાગમાં પોતાની લાગવગ વધારી દીધી છે, અને ત્યાંના અસલ વતનીઓના હિતનો વિચાર કર્યા વિના ત્યાંનું કુદરતી દ્રવ્ય મેળવવામાં ગુંથાયા છે. ત્યાં જઇ વસેલા યુરોપીઅનો જેમ તેમ કરી દ્રવ્ય ઉપાર્જનમાં મંડયા છે પછી તે કેવી રીતે મેળવાય છે તે જોવાનું નથી. અને આ સર્વ વ્યવસ્થામાં આફ્રિકાના અસલ વતનીઓનું શું થાય છે અગર તેમની સ્થિતિ કેવી બને છે તે જોવાનું નથી. યુરોપીયનોનાં લાકડાં કાપવા વાસ્તે અને પાણી ખેંચવા વાસ્તે તેમનું અસ્તિત્વ છે. બેલ્જીઅમના મહુંમ રાજા લીઓપૉલ્ડના રાજ્યના આશરા તળે ત્યાંના કેટલાક સાહસિક વેપારીઓ અને મુડી ધરાવનારાઓએ આફ્રિકામાં આવેલા કોન્ગો પ્રદેશના અસલ રહેવાસીઓની કેવી દશા કરી છે અને તેમને કેવા નષ્ટ કર્યા છે તે સર્વને જાણીતી વાત છે. એ લોકો ઉપર કેવો જુલમ ગુજારવામાં આવ્યો છે તે સબંધી ઘણાં પુસ્તકો લખાયાં છે. આખો કાંગોનો મુલક લીઓપોલ્ડ રાજાની ખાનગી મીલકત ગણી છે, અને સઘળી જમીન તથા તેની ઉપજનો માલીક તેજ રાજા અને તેના મરણ પછી બેલ્જીયમનું રાજ્ય છે, કાંગોમાં હજારો વર્ષથી રબરનાં ઝાડનાં જંગલ છે તે ઝાડોમાંથી

રબર એકઠું કરવાને લોકોને ફરજીયાત મહેનત કરવા પડે છે અને દરેક માણસે મહીનામાં ૨૦ થી ૨૫ દિવસ રાજ્ય માટે રબર એકઠું કરવાનું કામ કરવુંજ જોઇએ એવો હુકમ છે. આ એકઠા કરેલા રબરમાંથી કોઇ માણસ થોડું પોતાના ઉપયોગમાં લે તો તેણે ચોરીનો ગુન્હો કર્યો ગણાય છે. આ પ્રકારની નીતિ દાખલ કરી કેટલીક કંપનીઓએ ૩૦૦ થી ૭૦૦ ટકા જેટલો વાર્ષિક નફો વેચ્યો છે, આ કંપનીઓના હુકમનો અનાદર કરનારા ઉપર અસંત જુલમ ગુજારવામાં આવ્યો છે તે ઉપર કમીશન પણ બેઠું છે, મી૦ ડોઇલ નામના અંગ્રેજે તે જુલમ ઉપર એક પુસ્તક લખ્યું છે તેમાં કાંગોની વસ્તી ઉપર બેલ્જીયમના રાજ્ય અને વેપારીઓ તરફની કેવી રીતનો ત્રાસ વર્તાવ્યો છે, તેમનાં કાંડા કાપી નાખવામાં આવ્યાં છે, તેમને મારી નાંખવામાં આવ્યા છે તેનું વર્ણન પણ કરી ન શકાય એવો જુલમ સ્ત્રીઓ અને પુરૂષો ઉપર ગુજાર્યો છે. વગેરે સઘળી હકીકત વીસ્તારપૂર્વક લખી છે. છતાં યુરોપની સુધરેલી પ્રજાઓએ કંઈ પણ કર્યું નથી. આધુનિક સુધારાના નામે કેવો અત્યાચાર અને કેવી ગુલામગીરી દાખલ થઇ છે તેનો કાંગો એક બરાબર પુરાવો રજુ કરે છે. તેનું થોડું વત્તું સઘળે થાય છે, અમેરીકાના બ્રાઝીલ પ્રદેશમાં પણ તેજ પ્રમાણે ચાલે છે. વળી આફ્રિકાના બીજા ભાગોના વતનીઓની પણ દશા ખરાબ છે. ગાંધી કહે છે કે આ સુધારો ! આ પ્રગતિ ! આવી જાતની ઉન્નતિ વિષમય છે. તેમાં અંધ સ્વાર્થ સમાયલો છે અને પારકાનું શું થશે તે જોવાતું નથી. ગરમ દેશોમાં જ્યાં જ્યાં યુરોપીઅનો ગયા ત્યાં જુલમ અને ત્રાસ જોવામાં છે અને તેને સુધારાના નામે ઓળખવામાં આવે છે. ક્યાં હિંદનો પ્રાચિન સુધારો અને ક્યાં યુરોપનો અર્વાચીન સુધારો !

આવા ભયંકર સુધારાની અસરથી હિંદીઓ બચે એમ ગાંધી હમેશાં ઇચ્છે છે.

**ધુરકા ધુરકી કરતા બે પક્ષ.**

યુરોપ અને અમેરીકામાં પ્રજાઓ બે વર્ગમાં વેંચાઇ ગઇ છે. ગરીબ અને તવંગર અથવા મુડી ધરાવનાર અને મજુરો દિનપ્રતિદિન ગરીબની ગરીબાઈ વધતી જાય છે અને પૈસાદારનો પૈસો પણ વધતો જાય છે. સંચાઓ અને યંત્રોનો ઉપયોગ વધુ ને વધુ થતો જાય છે અને મજુરોની ખોટ યંત્રો પુરી પાડે છે. કારીગર લોકો પણ સંચો ચલાવનાર સેવક જેવા મજુર બનતા જાય છે અને તેમની અક્કલ ઘટતી જાય છે. જેમ એક માણુસ ધનવાન ઘણો તેમ ઘણા જણને મજુરીએ રોકવાને તે શક્તિમાન થાય છે અને તેમને ધીમે ધીમે ગુલામી સ્થિતિમાં લાવી મુકે છે, પહેલાં આફ્રિકાના સીધીઓને ખરા ગુલામ તરીકે રાખવાનો રીવાજ હતો. પણ ગોરા મજુરો સંચા ચલાવનાર તરીકે મળવા લાગ્યા એટલે કાળા સિધીની જરૂર જણાઇ નહી અને તે કારણે ગુલામગીરી રદ થઇ, પણ નવી જાતની ગુલામગીરી દાખલ થઇ. મી. પીરમોન્ટ નામનો એક અમેરીકન ધનાઢ્ય માણુસ હતો તે પોતાનાં કારખાનામાં એટલી દોલત રોકે છે કે તેની ગણત્રી સાત આઠ અબજ રૂપીયા થાય. એટલે લાખો માણસના સ્વતંત્ર ધંધા તુટી ગયા. અને એક અબજપતીના તેઓ સૌ નોકર [અર્ધ ગુલામ] બન્યા. કોઇ કહેશે કે અમેરીકામાં પૈસો ઘણો છે, છતાં ત્યાં ૮૦ લાખ માણુસને પુરૂં ખાવાનું, પુરાં કપડાં અને પુરૂ રહેવાનું પણ મળતું નથી તેવીજ રીતે એમ ગણત્રી કરવામાં આવી છે કે ઇંગ્લાંડ, સ્કોટલાંડ અને આયર્લાન્ડના લોકોની વાર્ષિક

પેદાસ ૨૭ અબજ થાય છે છતાં ત્યાં ૧૫ લાખ સ્ત્રીઓ પોતાનું પેટીઉ ફુટી કાઢવા સારૂ ૧૪ વર્ષની ઉમ્મરથી મરતાં સુધી કારખાનામાં અને કોયલાની ખાણોમાં કામ કરે છે. કારખાનાં અને ખાણોની હવા ગંદી હોય છે તેથી તેમની જીંદગી ટુંકી થાય છે અને તેમને જે સંજોગો અને જે સ્થળે કામ કરવાનું તે જોતાં તેમનામાં સ્ત્રીઓને લાયકના ગુણ ખીલી નીકળતા નથી. જેમ જેમ યંત્રો અને કારખાનાં નીકળતાં જાય છે અને વધતાં જાય છે તેમ તેમ મજુરોને રોજી ઓછી મળે છે અને તેથી બેરોજગાર થયેલા સેંકડો માણસો નજરે પડે છે અને જેમને રોજી મળે છે તે પુરતી નહી હોવાથી અને જીંદગીનાં સાધન મોઘાં થવાથી તેમનું અને તેમના કુટુંબનું પુરૂં થતું નથી, એકંદરે અને પ્રમાણમાં જો કે કારખાનામાં કામ કરતા મજુરોને વધારે રોજી મળે છે છતાં ખેતીવાડી અને એવા બીજા ઘરગથુ ધંધામાં પડેલા લોકોના સામાજીક સુખ કરતાં તેમને ઓછું સુખ હોય છે. એટલે પાશ્ચાત્ય દેશોમાં ધન ઘણું વધ્યું છે પરંતુ ત્યાં પ્રજા જનોનો મોટો ભાગ સુખી થયો નથી. કારણ કે ધનનો મોટો ભાગ થોડા કારખાનાના માલીકો પાસે હોય છે અને પ્રજાનો મોટો ભાગ કંગાલ હાલતમાં સડે છે. વળી જેમ પૈસો વધતો જાય છે તેમ મનુષ્યમાં સદગુણ વધતા નથી. જે માણસ પાસે પૈસો વધ્યો તેનામાં મોજશોખ અને લાલચો વધે છે. અને તેઓ નીતિ, સદ્ગુણ. ન્યાય, સત્ય વગેરે ઉમદા ગુણોથી ધીમે ધીમે વેગળા જતા જાય છે. તેમનો ઘણો ખરો વખત પોતાનું શરીર શણગારવામાં, જાત જાતના પોષાક પહેરવા કાઢવામાં, અને શરીરની સુંદરતા વધારવાનાં ફાંફાં મારવામાં જાય છે અને બાકીનો વખત જાતજાતની ગમ્મત અને